# गुजराती त्रीजी चोपडीना अर्थ.

ના=નામ. વિ=વિશેષણ. અ=અવ્યય.

સ=સર્વનામ. ક્રિ=ક્રિયાપદ. કૃ=કૃદંત.

### પાઠ ૧ લો.

ભાગ (ના) કટકા.
આળશુ(વિ)સુસ્ત. એદી
ડાઘીઓ(વિ)ડાઘવાળો.
 ડાઘેઓ.(કુતરાનું નામ)
પાળવવું (ક્રિ) ખાવવું. પરવડવું.
મુરખો=બેવકુફ અણઘડ
રમતીઆળ(વિ) જેનો રમતમાં જીવ ઘણો તે, નાદાન.
પરવડવું(ક્રિ) ભાજવું, પાળવવું.
ઓરી(અ)આમ, આણીતરફ, અહીંઆં.
ચોકી(ના)પેહેરો, ચોકથી.
મૂક્યો=મેલ્યો, બેસાડ્યો.
ફાડ(ના)મોટું બાકું, કાણું.
ચકલો(ના)મોટી ચકલી.
પંખી(ના) પાંખવાળા પશુ પક્ષી.
ચારો(ના) ઘાસ, તરખલાં વગેરે.
ધણી (ના) શેઠ, માલિક.

### પાઠ ૨ જો.

ઝંખવાણો=ઝાંખો, વીલો
મચ્યાં=મંડ્યા, વળગ્યાં.
જીવતર (ના) જીવવું, જીંદગાની.
આગલું(અ)તરત. પાધરૂં
તાકીદ=ઝડપ, ઉતાવળ
નવરાશ(ના)ફુરસદ.
મન=દિલ, ચિત્ત;હેઊં.
વિચાર(ના) મનસુબો. તોલ;ખ્યાલ.
સરખાં=જેવાં, બરાબર
નકામા(વિ)કામ વગરના;કામથી પરવારેલા; નવરા.
જનાવર(ના) ચોપગાં પશુ, જાનવર, હેવાન.
કામ=ધંધો, રોજગાર.
જગત=દુનીઆ, પ્રથવી.
ઠોઠ(ના)મુરખ અણઘડ
વલે(ના)હાલ, હવાલ.
પસ્તાવો(ના)ખેદ, અફસોસ; દલગીરી.
ફેરવીને(કૃ) બદલીને.

### પાઠ ૩ જો.

સદાચરણ(ના)સારી ચાલ; સારા આચરણ, સારી રીત.
પહેલ (અ) પહેલાં.
સહેલ(અ)સહેલી રીતે

વાણ(ના) વાણી, મધુર શબ્દ.
જન(ના) માણસ સખસ

કોપવું (ક્રિ) ગુસ્સે થવું, રીસે ભરાવું.
જનમ=જીંદગાની; દેહ.

મીઠી(વિ) સારી, મધુર.
ડાહ્યો(વિ) શાણો, સમજુ, સમજણ વાળો.

## (કવિતાની સમજુતી). (૧).

જે માણસ જગતમાં જનમીને પેહેલ વેહેલાં સારી રીતથી ચાલવું એવું જે સમજે, તે સહેલથી સુખ પામે. (૧) જે માણસ જાણીતી વાતો કર્યા કરે, ને મોઢેથી મીઠા શબ્દ બોલે, તેમ બીજા ઉપર ગુસ્સો કરે નહી, તેને ડાહ્યો જાણીનો સમજવો. (૨).

---

### પાઠ ૪ થો.

વગડાઉ(વિ) રાની, જંગલમાંની.
ડાંસ=મચ્છર. મગતરાં.
ટુંકા(વિ) નાના, બટકા.
ધાર(ના) વેહેતી કોરણ.
જબરૂ(વિ) જોરાવર.
જોરાવર(વિ) મજબુત.
પછવાડે=પાછલીતરફ.
વળેલા(વિ) મરડાયલા.
કોરે(ના) બાજુએ.
કઠણ(વિ) સજબુત.
વાળ(ના) બાલ, નીમાળા
આછા(વિ) થોડા, ઝીણા
હીંડેછે(ક્રિ) ચાલેછે.
ડીલ(ના) શરીર, અંગ.
તળાવ(ના) નાનું સરોવર
નર(ના) માટીડો મરદ.
હળ(ના) જમીન ખેડવાનું લોઢાનું અણીદાર હથીઆર.
પોચી(વિ) નરમ.
પુરી પડે(ક્રિ) બર આવે; હંફાવે; સામી થાય.

### પાઠ ૫ મો.

ગાળાગાળી= ગાળોબાજી.
સ્વભાવ(ના) ખાશીયત. મીજાજ, પ્રકૃતિ.
સજા(ના) શિક્ષા.
દંડ(ના) ગુન્હાને બદલે રૂપીયા લેવાની શિક્ષા.
રાજકુંવર(ના) રાજાનો છોકરો, રાજપુત્ર.
શિક્ષા(ના) સજા દંડ.
વડાઈ(ના) મોટાઈ.
અણસમજુ(વિ) સમજણ વગરના, નાદાન.
યાદરાખવું(ક્રિ) ફામરાખવું; ભુલીનજવું.
સાર(ના) સાર, મતલબ
નઠારો(વિ) ખરાબ બુરો.
ગરીબ(વિ) પૈસાવગરનો, નિરધન, રંક.
ફરીવાદ(ના) અરજ, રાવ

કચેરી(ના)દરબાર,રાજ સભા.
ફલાણો(વિ)હરેક,મુકરર, કરેલો.
બંધીખાને(ના)કેદખાને
ઘટેતેવી(વિ)જોઇયેતેવી, લાયક.
માફ(ના)જવાદેવું ક્ષમા
વચન(ના)સુકન, વેણ.
કુંવર(ના)છોકરો, રાજ પુત્ર.

વેળા(ના)વખત, સમે.
જવાદેઊ(ક્રિ)માફ કરૂ, મુકીદઉ.

પાઠ ૬ ઠો.

ભાખતા (વિ) કહેતા, બોલતા.
જશ(ના)માન. કીર્તિ.
બાળકી (ના) છોકરી
તોલ(ના)વકર,ભારબો જ આબરૂ.
ભુંડા(વિ)ખરાબ, દુષ્ટ.

ભુંડું(ના)નઠારૂં, ખરાબ શબ્દ,
ખોટી(વિ)નઠારી, નકામી
જગ(ના)જગત;દુનીઆ
મૂરખ(ના)બેવકુફ, ઠોઠ.
જાણવો(ક્રિ)સમજવો.
દુખીઓ(વિ)હેરાન, દુ-
બાળક(ના)છોકરો. (ખો
બોલ (ના) શબ્દ.
નક્કી(અ)ખચીત,નીશ્ચે
નાર(ના)બાયડી; બઇરી.

## (કવિતાની સમજુતી). (૨).

ભુંડા લોકો મોંમાંથી નઠારા શબ્દ બોલીને, લોકોની નઠારી ગાળો ખાય, એવા મોટા બેવકુફોની જગતમાંથી આબરૂ ઓછી થાયછે.(૧) જે માણસ નઠારા શબ્દ બોલે, ને સામા માણસને ગાળદે ને પોતે ખાય,તેને અણઘડ સમજીલેવા તે આગળ જતાં બહુહેરાન થાય.(૨).માટે જે છો-કરીકિછોકરો જેવો બોલ બોલશે,તેવોજ લોકોમાં તેનો ભારવકર વધશે(૩).

---

પાઠ ૭ મો.

દેશ.(ના) મુલક.
ચાલ (ના)ધારો, રીત.
રીતભાત(ના)રીત,રસમ
બુરેવાળા=સાંકડીબજાર.

ઓરણો (ના) ટુંકોલેંઘો.
પહેરવેશ (ના)પોશાક. પેહેરેલાં લુગડાં.
મારવાડી (ના) મારવાડના રેહેવાસી.

ઘુમટો (ના) માથાપર ઓઢેલો છેડો, મોંપર આગાડી કાઢવો તે; (લાજ)
ધોતીઆં(ના)પોતીઆં

દક્ષિણી=દક્ષિણ દેશના રેહેવાશી.
સાહેબલોક(ના)ગોરાલોક; અંગ્રેજ લોક, ટોપીવાળા.
બઈરાં(ના) બાયડીઓ.
ઘાઘરા(ના)ઘેરવાળો ઝૂલતો ચણીઓ.
બોલી(ના)ભાષા.
ફેર (ના) તફાવત, ફરક.
ભાકર(ના) રોટલો.
રોટી(ના) રોટલી.
હાંસી(ના) સાદી.
ગોરી=સફેદ, ઉજળી.

પાઠ ૮ મો.

સંચરો(ના) ઓરડું. ભંડોળ, છત, શીતક.
કણ(ના)ચકણ, કણી
સંગ્રહ(ના) એકઠું.
રૈયત (ના) પ્રજા.
સંઘાત=સોબતી સાથે
દુકાળ(ના)મોંઘવારી. અનાજ પાણી નહી મળે એવો વખત.
કોઠાર(ના)દાણાભરીમુકવાનો કાદવનો કે લાકડાંનો બનતનો.
હેરાન (અ) દુખી.
સુકાળ(ના)સોંઘવારી.
પ્રધાન(ના)વજીર, કરતા હરતા.
પોપડો(ના)પડ.
ગંજીઓ (ના) ઘાસના મોટા ઢગલા.
ખાણ(ના)અનાજભરી મુકવાને ભોંયતળીઆ નીચે કુવા જેવા કરેલા ખાડા.
અચરજ(ના) નવાઈ.
ચંદો(ના) દાણો ચણ
વિના(અ)વગર, શિવાય
દુબળાં(વિ) નબળાં, મુડદાલ.
જોર=શક્તિ, બળ, કસ.
કારણ(ના)સબબ, ભેદ
દેખાડ્યું(ક્રિ)બતાવ્યું.
ડાહાપણ(ના)ચતુરાઈ.
વસે (ક્રિ) રહે.
સંપે=સંપથી, હળીમળી
સદા(અ)રોજ, નિત્ય.
સર્વ(વિ) સઘળા, બધા.

(કવિતાની સમજુતી). (૩).

કીડી જરા કાંઈ ચકણ પડી હોય તે પણ એકઠી કરે એવી એ જનાવરની જાત જુઓ, કે બધી સાથે સંઘાતથી કેવી સદા હળીમળીને રહે છે.

---

પાઠ ૯ મો.

છાંગડા(ના) શીંગો.
વડવાઈ(ના) વડના ઝાંબા લટકતાં ફાંટા.
અસલ(અ) અગાઉનું જુનું, પેહેલું.

ઘટા(ના)રચના, છાયા; (ઝાડનું ફેલાવું તે)
કાબર(ના)કલકલઅવાજ કરતું કાબરૂં પક્ષી.
ટેટા(ના) વડનાં ફળ.
આરામ(ના)સુખચેન; વિશ્રામ.
ઇમારત(ના)ઊંચીબાંધણીનું ઘર, હવેલી.
થડ(ના) ઝાડનો વચલો ગોળભાગ.
ડાળાં=ઝાડનીશાખાથડમાંથીફુટેલાંમોટીડાળો
ફાંટા(ના)ડાળામાંથી ફુટેલા દોરીઓજેવાં લટકતાં મુળ.
લટકે છે(ક્રિ) ટીંગાયછે. લબડે છે.
ભોંય(ના)જમીન, ધરતી
મૂળ (ના) જડ
ઓળખતાં(કૃ)પીછાનતાં
પાંદડાં (ના) પાંતરાં
ફેલાયછે(ક્રિ) પસરેછે, પથરાય છે.

પશુ ચોપગાં જાનવર.
રોપ્યું (ક્રિ) વાવ્યું.

## પાઠ ૧૦ મો.

વીંછી(ના)ઝેરી જીવડો.
ડંખ (ના) ચટકો.
આંકડો(ના)ઝેરી કાંટો
વિખ (વિ)ઝેર, સોમલ
કપાએલું (કૃ) વઢાએલું.
ચિપીયા(ના)પકડવાના ખાંખીઆં.
ચુગવું(ક્રિ)સોસવું, ચુસવું.
ચાંદી (ના) ફેલ્લો.
સુઝેલું(કૃ)સુઝીઆવેલું. ચડી આવેલું.
ઝેરી (વિ) વીખવાળો.
ભીંત(ના) દીવાલ, કરો.
ફાટ (ના) ચીરો, તડ.
ટાઢક (ના) ઠંડક.
ઉતાવળે (અ) ઝડપથી.
પીઠ (ના) બરડો વાંસો.
દુઃખ (ના) આપદા.
ઉપાય (ના) ઇલાજ.
ઇજા(ના)દુઃખ વીપત્ત.

મળે(ક્રિ)ભળેએકઠુંથાય.
અવગુણ(ના)નુકશાન, ગેરફાયદો, બોગાડ.
સંભાળીને(કૃ)સાચવીને તપાસીને.
ફીકર=ચિંતા, સોચના.

## પાઠ ૧૧ મો.

છોડીઓ(ના)છોકરીઓ
વિલાયત(ના) અંગ્રેજ લોકનો દેશ.
ખબરદાર(વિ)હોશીયાર
સુખી=સારાસુખમાંવાસ
સરખી=બરાબર, જેવી
વાહાલી(વિ) પ્યારી, હેતવાળી.
જરાએ (અ) લગારે.
રોતી (કૃ) રડતી.
કજીઓ(ના)કંકાસ, ટંટો
સમજાવીને(કૃ) પટાવી ફોસલાવીને.
ઢોર(ના) ચોપગાં જાનવર, (મૂર્ખ)
મોટપણે(ના)મોટીઉમરે.

બાપડીઓ(ના) બઇરીઓ, સ્ત્રીઓ.
બાઘડ(ના)મરદોમાટીડા
ગાંડી(વિ)ઘેલો, નાદાન. અણસમજુ.

પાઠ ૧૨ મો.

અવાજ(ના)સાદ,સોર.
પાંજરૂં(ના) પીંજરૂ, પક્ષીનેરેહેવાસારૂ બનાવેલું સળીઆ જડેલું. જાળી જેવું ગોળ.
પાળવું(ક્રિ)પોષવું,રક્ષણ કરવું.
અર્થ(ના)માગેનો,મતલબ, સ્વાર્થ.
દીઠો (કૃ) જોયો.
માળો(ના)પક્ષીને રેહેવાનું ઠેકાણું.
ફળ(ના)જાંબુ, કેરી, દાડમ, જમરૂખ વીગેરે લીલો મેવો.
જુદાં(વિ)વેગળાં,છુટાં.
અનાજ(ના)ધાન્ય,દાણો
મરજી(ના)ઇચ્છા,ખુશી
સમજે (ક્રિ) જાણે.

પાઠ ૧૩ મો.

અતોલ (વિ) ઘણોજ, જેનો તોલ નહી તે.
પ્રીત=હેત,પ્રીતી,માયા.
કાંટલો (ના) ગળચવો.
સુણતાં(કૃ) સાંભળતાં.
નમણું (વિ) નમેલું.
ધાક (ના) બીક, ડર.
મનુષ્ય (ના) માણસ.
અંગ(ના)શરીર, દિલ.
અથાગ (વિ) ઘણોજ, જેનો થાગ નહીં.
મીઠાં(વિ) સારાં મધુર.
ઉપજે=થાય, પેદાથાય.
હરખ(ના)ખુશી સંતોષ.
કોટે (ના) ડોકે, ગળે.
ધારે (ક્રિ) માને.
હેત (ના) પ્યાર.ચાહ.
કોય(વિ)કાળગમેતે એક
કાગ (ના) કાગડો.

(કવિતાની સમજુતી). (૪).

પોપટ પાંજરામાં બેઠો બેઠો મધુર શબ્દ બોલે છે; તે જેઓ સાંભળે છે તે સઘળાના મનમાં ઘણોજ ખુશી પેદા થાય છે. (૧) એની ડોકે કાળો કાંઠલો છે, ને નમેલુ રાતું નાક છે; તેમ શરીરે બધો લીલા રંગનો છે, ને ધણીની ધાક માને છે. (૨) માણસને તે મીઠુ બોલે છે, તેથી તેના પર હેત ઘણુંજ આવે છે; માટે ઘ લોકો હેતથી પોપટ પાળે છે. પણ કાગડાને કોઈ પાળતુ નથી. ( )

---

પાઠ ૧૪ મો.
વચન(ના,શબ્દ,સુકન.
અસર=ફળ,પરીણામ

માન(ના) આબરૂ, ઇજત
નવાઇ (ના) અચરતી.
આવકાર(ના) આદરમાન
નીવડવું(ક્રિ) નીકળવુ ઉઠવું.
દગાઇ (ના) લુચ્ચાઇ ખંધાઈ.
વાઘરી=શીકારી, પારધી.
વઢવાડ(ના) લડાલડી.
લુચ્ચાઇ (ના) દગાઈ, ખંધાઇ.
માઠું(ના) ખરાબનઠારૂં.
તપાસ (ના) તજવીજ તલ્લાસ.
સોબત (ના) સંઘાત.
શીખામણ (ના) ફાયદા નીવાત.
કદી(અ)કોઈવખત પણ
ભુલવાં (ક્રિ) વીસરવી

પાઠ ૧૫ મો.

કણબી(ના) હીંદુની એક જાત,(ખેતીનો ધંધો કરનાર).
તન(ના)કાલજી, ચેટક, ધ્યાન.
ધન (ના)દોલત, પૈસો.
અંતકાળ(ના) મરવાના વખત.
પુંજી(ના)દોલત. ગાસડાદક્ષો.
લાચારે(ના)ત્રેવ,ગળકો
ખેતી(ના) ખેતીવાડીનુ કામ.
દીકરા (ના) છોકરા.
વિચાર્યું (ક્રિ) ધાર્યું.
ડોસે(ના)ઘરડા માણસે
કેડે (અ) પછી પુઠે.
આખું(વિ)બધું,તમામ
વાવ્યા(ક્રિ)રોપ્યા.
નીપજ(ના)પેદાશ, પાક આવક.
ઉપજ્યો(ક્રિ)પેદા થયો નીપજ્યા.
ખરેખરૂં (વિ) જોઇએ તેવું, સાચુ, બરાબર.

પાઠ ૧૬મો.

કોણ(સ) કયા સખસે?
કીરપાળ(વિ)મેહેરબાન દયાળુ.
સુધવાને=વાસ લેવાને
પેદા કરવું (ના) જન્મ આપવો, નીપજાવ્યું.
બનાવ્યુ(ક્રિ)નીપજાવ્યુ, કરયુ.
ઝાલવાના(વિ)પકડવાના
સઘળું(વિ)બધું, તમામ
ઇશ્વરે (ના) પરમેશ્વરે
કર્યાં(ક્રિ)બનાવ્યાં, પેદા કીધાં.
ભલાં(વિ)સારાં,વાજબી રાહે ચાલે એવાં
કોપશે (ક્રિ)ગુસ્સે થશે
દેખતાં(ક્રિ)જોતા,
જાળવે(ક્રિ)સાચવે,તપાસી રાખે.
રખવાળી(ના) બરદાસ, બલાસ, તપાસ.

પાઠ ૧૭ મો.

ગામ(ના)જાંહાંકે થોડા ક ઘરની વસ્તીહોયતે
શેહેર(ના)જાંહાંકે મોટાં મોટાં છાબંધને હારબંધ ઘરો હોય તથા સારાંસારાં મોટાં ચોટા હોય તે.

છોબંધ(વિ)છોથી બાંધે-
લાં, છોના.
કોટ(ના) શેહેરને ફરતી
આસપાસ બાંધેલી મો-
ટી છોની દીવાલ.
જથો(ના)ટોળુ ઝોકંડો.
અડચણ (ના) હરકત.
હારબંધ(વિ) એક પછી
એક સાથે આવેલા.
સેહેજ(અ)થોડીમેહેનતે
જનાવર=જાનવર, પશું
દરવાજ=મોટાં બારણા.
જવલે (અ) કોઈ વખ-
ત, કદાચ.
બીક(ના) ધાસ્તી, ધાક.
પાસેપાસે(વિ) સોડેસોડે
અડોઅડ નજીક.
ફળીઉ(ના) શેરીમોહોલો.
ગામડું (નામ)જાંહાંઘણુ
પડાં જેવાં થોડા એક
ઘરની વસ્તી હોય તે.
કસબો (ના)પ્રગણાનુંમો-
ટું ગામ.
ચૌટાં(ના)મોટાંબજાર.
હાટ(ના)બજાર, દુકાન.

પેસવાનો (વિ) જવાનો,
આવવાનો.
ઝાંપે (ના)લાકડાં સાથે
કાંટાં,કરાંઠી વગરેબાં-
ધી લઇને બનાવેલું
બારણું.
પેસનીકળ(વિ)આવજા

પાઠ ૧૮ મો.

ઇંદ્રીઓ(ના)શરીરનાભા
ગ,(આખ,નાક,જીભ
કાન. ચામડી.)
આકાર(ના)ઘાટ,ચેહેરો
ધબાકો(ના) અવાજ.
માલમપડવુ(ક્રિ)જણાવુ
વાસ(ના)સોડમ સુગંધ.
મોઠા(વિ)ગળ્યો,મોઠાસ
વાળો.
ચોખી(વિ)સાફ.
સ્વાદ(ના)ચાખવુંતે,જ-
રાભમા નાંખી તપા-
સવું.
મઝાની(વિ)સારી,તોફા
નાંખ્યો(ક્રિ)ફેંકો, નાખી.
સમજો(ક્રિ)ધ્યાનમાલેવો
ટાઢું(વિ)ઠંડુ.

ઉનુ(વિ)ગરમ.

પાઠ ૧૯ મો.

આંગણું (ના) બારણું,
બારણા આગળની
જગો.
ચોખ્ખું(વિ)સાફ,સ્વચ્છ.
કોઢા વાડ (ના)કોઢીવાડો
રળીઆમણું(વિ)શોભા-
યતું. સારૂં.
ગંદવાડ ના) ગોજવાડો.
જીવજંતુ (ના) જીવડાં
મગતરા.
એંઠવાડ(ના)એંઠાં વા-
સણ જેમાં રાંધ્યું
ખાધું હોય તે.
ગંદા(વિ)ગોબરા.
ગંધ(ના) ખરાબવાસ,
નઠારીગંધ, બદબો.
ભાજીપાલો (ના)ભાજી
પાંતરાં વગેરે.
માંદા(વિ)આજારી,બી-
માર, કોહેલી.
લાજ(ના)શરમ, એબ.
તાવ(ના)તપત,[illegible]
નીપજ=પાક, પેદાશ

ગંધવેડો=દુર્ગંધનોઢગલો
સાફ=ચોખ્ખુ,સ્વચ્છ.
વેગળો(વિ)આઘે દૂર.
બાપડા(વિ) બીચારા.
ચોખાઈ(ના)સુઘડાઈ.
ગુણ=ફાયદો,આશાયત.
છોડ(ના)છોડવા.રોપા.
છુટ=જગ્યા,મોકળાસ.

પાઠ ૨૦ મો.

ચીર(ના)કપડાં, કીમતી લુગડાં.
આપ(ના) આરશી.
મધપૂડો(ના)મધમાખનો પૂડો.
વાન(ના)દેદાર, કદ.
રચે(ક્રિ)બનાવે,ગોઠવે.
સજ્જન=સારામાણસ
માપ(ના)બરતપરમાણ
ચોક=ખાળ,મોટીચોકડી
શરીર(ના)દીલ, અંગ.
રૂડા(વિ) સારા મજાનો.
દેખીએ(ક્રિ) જોઈએ.
શુદ્ધ=બરાબર ખરેખરી
ચિત(ના) મન, ધ્યાન.

(કવિતાની સમજુતી). (૫).

આપણે બધી જણસો ચોખ્ખી રાખવી, ને લુગડાં પણ ચોખ્ખાં (ધોએલાં) પેહેરવાં, વળી ઘરને ચોક પણ ચોખ્ખાં રાખવા, કે જેથી આપણું શરીર સદા સુખી રહે. (૧) જુઓ કે મધમાખી મધપૂડો બરાબર માપ રાખી બનાવેછે, તેમા કાંઇ ડાઘા કે ખોડ ખાપણ કશું આપણે દેખતાં નથી, તે આરસી જેવો સાફ જણાયછે. (૨) ચોખ્ખા રેહેવાથી આપણુ મન ખુશ રેહેછે, ને તેથી શરીરનો દેદાર વળેછે, વળી ચાર સારા આબરૂદાર માણસ બેઠેલા હોય તેમાં ચોખાઇએ કરી (ધોએલાં સાફ લુગડાં પેહેરેલાં હોયતો તેથી) હરકોઇ માણસને ઘણી આબરૂ મળેછે. (૩)

પાઠ ૨૧ મો.

સુંવાળી=પોચી, નરમ.
નાળ(ના) લોઢાના મેખ મારીને પગે જડવાના [illegible] પાટા.
નક્કર(વિ) સંગીન.
બરાડેછે(ક્રિ) આરડેછે.
મજલ(ના)ખેપ, ટપ્પો.
નિરદય(વિ) ઘાતકી.
ફલંગો(ના)કુદકો.
ખોંખારેછે(ક્રિ)હણહણે છે, સણસણેછે.
સીમ(ના) ખેતર,(ખેતરની હદ. )
ભેગો(અ)સાથે, એકઠો.

ચરેછે(ક્રિ)ઘાસખાયછે
ચાળ(ના)ચાલ,નીમાળા
છેડે(ના)નાકે.
ગાઉ(ના)કોસ.
બોજો(ના)ભાર.
વેહેછે=ખમેછેઉચકેછે
ચાકરી (ના) બરદાસ, ખાલાસ, સેવા.
માયા=હેત,ચાહેનાપ્યાર
ચાહે(ક્રિ) પ્યાર રાખે.

પાઠ ૨૨ મો.

કાતરા(ના) એડકા.
વટેમાર્ગુ(ના)રસ્તેજતો, મુસાફર, પંથી.
સંગીન (વિ)નકર. મજબુત.
કચુકા=ઠળીઆકળીયા,

ચોકણું (વિ) ચોકવાળુ. ચોટે એવું, જબરૂ.
ગોઠોડા(ના)ઠળીઆ
ચોખંડા(વિ)ચોડા,ચારે બાજુએ સરખા.
કોરૂ(ના) ટીપુ.
ખાટો(વિ) ખટુમડો.
ખટાસ(ના)ખાટોસ્વાદ. ખાટા સ્વાદની ચીજ.
ચોમાસુ(ના)વરસાદની મોસમ.
વરસેછે(ક્રિ)આવેછે.
બારેમાસ(ના) આખુ વરસ.
ખપ(ના)જરૂર,અગત્ય
રોજ(અ)નિત્ય, સદા.

પાઠ ૨૩ મો.

અક્કલ(ના)બુદ્ધિસમજ.
ઘણેરી(વિ)ઘણી.

નેક(ના) ટેક,મોટાઇ.
માહાલે(ક્રિ)મોજકરે,
વિશ્વ(ના)જગત,પ્રથ્વી.
તસુ(ના) બે આંગળ.
માતા(ના)મા, માજી.
વિખ્યાત(વિ)નામીચુ.
નવ(અ)નહી, ના.
તાત(ના)બાપ, પિતા.
મોજ=મઝા, ચેનબાજી
શાણા=ડાહ્યા, સમજુ.
દીકરી(ના) છોકરી.
નિત્ય(અ)રોજ,સદા.
પર=પારકુ.
ઠામ(નામ)ઠેકાણું,જગો.
કેરા(અ)ના, તણા.
સાગર(ના)એક મોટો કવિ થઇ ગયો.

## (કવિતાની સમજુતી). (૬).

માને છોકરી (આમલીનું ઝાડ ને તેનું ફળ આમલી)નું એક નામ બુદ્ધિથી જાણ્યું, તેનું તો ઘેરે ઘેર ને વળી રોજ સારા વિવેક થી કામ પડે છે; તેમાં માતો એકની એકજ જગોએ રહે છે મા

તસુ પણ ચાલતી નથી, પણ તેની છોકરી તો બધે દેશે દેશ ભલી રીતે મોજ કર્યા કરેછે; વળી જુઓ કે તે છોકરીનો છોકરો (ચીચોડો) તે માનો બાપ થાયછે, ત્યારે સામળદાસ કવિ કહેછે કે તમે ચતુર નર સમજી લેજો એ તો બધી પ્રથ્વી વિષે પ્રખ્યાત છે. (એટલે આમલીના ઝાડની છોકરી આમલી, ને તેનો છોકરો ચીચોડો રોપ્યાથી પાછું આમલીનું ઝાડ થાયછે, ત્યારે એ પ્રમાણે ચીચોડાથી આમલીનું ઝાડ નીપજ્યું, તો તે ઝાડનો બાપ કહેવાય.)

---

પાઠ ૨૪ મો.

આટલું (ના) આરસી.
રતાંધળો (વિ) રાતે આંધળો, (દીવસે દેખાય ને રાતે જેને નહીં દેખાય તે).
પોપચું (ના) આંખનું ઢાંકણ.
ભમ્મર (ના) ભવાં, આંખના પોપચાં ઉપર કમાનના જેવા બાલ છે તે.
ખાળવું (ક્રિ) અટકાવવું.
રજ (ના) ધુળ, રજકણ.
[illegible] (ના) છજ્જુ, [illegible].
સારેછે (ક્રિ) કરેછે.
પાંપણ (ના) આંખના પોપચાસાથે વળગેલા બાલ.
જણસો = ચીજો, વસ્તુ.
ખરેખરો (વિ) ખરોખર.
જતન (ના) બરદાસ, સાચવણી.
ઝીણી (વિ) બારીક.
કાણો (વિ) એક આંખે આંધળો.
દયા (ના) રેહેમ, મીઠી નજર.
સાજી (વિ) સારી.
પરમેશ્વર = મોટો ઈશ્વર.
પાડ = ઉપકાર, આભાર.

પાઠ ૨૫ મો.

કપાસ = રૂ નાંનાનાં ઝાડ.
કહેવત = કેહેણી, ગહાણ.
ઘાટ (ના) ડોળ, આકારો.
બળતણ (ના) બાળવાની લાકડાં, સરપણ.
ભાખરી (ના) ઘઉંના લોટની જાડી રોટલી.
કાંતવું (ક્રિ) લાંબા તાંતણા કરવા.
લટકતાં (કૃ) ટીંગતા.
કુંભાર (ના) મટોડીના વાસણ બનાવનાર.
વણવું = લુગડું બનાવવું.
ધાન્ય = અનાજ, દાણા.
કાજે (અ) વાસ્તે, માટે.

| | | |
|---|---|---|
| તૈયાર(અ)હાજર, તરત કામમાં આવે એવું. | પાઠ ૨૬ મો. | ઓઢવા(ક્રિ)શરીરઢાંકવા |
| કશું=કાંઇપણ,જરાએ. | ધરતી(ના)જમીન,ભુમી | ખાંતે(ના)ખુશીથી. |
| | થોક(ના) જથો. | શીરીતે=કેમ,કઇ પ્રકારે |

## કવિતાની સમજુતી. (૭.)

ખાવા અને પેહેરવા ઓઢવાને પરમેશ્વરે આપણને શરીર આપેલુંછે, હવે તે વડે જો મેહનત કરીએ,તો તેમાંથી રાતા પીળા રંગ (જે જોઇએ તે) મળે (૧). જમીનમાંથી અનાજ નો બધું જથાબંધ થાયછે, પણ જો તે જમીનને ખુશીથી ખેડે નહીં તો ખાવાનું શું થાય (અનાજ કેમ પાકે?)(૨.)પણ તેમ કરવાને આપણને ઇશ્વરે તના ઇલાજો આપેલાછે પણ કોઇ વાસણ અને બાળવાના લાકડાવિના રંધાય તેશી રીતે! (૩.)

---

| | | |
|---|---|---|
| પાઠ ૨૭ મો. | શણગાર (ના) શરીરને | કાં (અ) શમાંકાણ. |
| હાલ(અ) હમણાં. | શોભે એવા, લુગડાં | અર્થ(ના)સ્વાર્થ. મતલ- |
| વખત(ના)વેળા, સમય | ઘરેણાં, ભુપણ. | બ.ચાકરી(ના)નોકરી. |
| પરઘેર(ના)પારકે ઘેર. | સરસ(વિ)સારા,મજાના | પેર (ના) રીત, પેઠે. |

## (કવિતાની સમજુતી) (૮.)

માટે હે ભાઈ તે ( બળતણને વાસણ ) તું તૈયાર બનાવ કે કાંતો તને બીજો કોઈ કરી આપે, કે ત્યારે તારા સ્વાર્થનું (પોષણને વાસ્તે) તે વખતે થાય. (૧). ઝાડ ઉપર લુગડાં લટકતાં કાંઈ તૈયાર નથી, પણ જો કપાસ વાવી તેપરથી રૂ ઉતારીને તને કાંતીને વણે તો

મઝાનો પેહેરવાનો પોશાક બને. (૨) માટે ગમે તે રીતે ઘેર કે પારકે ઘેર (દેશ કે દેશાંતર) મેહેનત જો કરે, તો ચાકરી કરતાં ભાખરી સારી રીતે પામે (મેહેનતનો બદલો પરમેશ્વર તેને આપે. (૩)

---

**પાઠ ૨૮ મો.**

દાન (ના) ધર્મ, ખેરાત.
આપદા (ના) ફીકર ચિંતા
આંતરડી (ના) આત્મા, જીવ.
પરોપકાર (ના) પરકલ્યાણ, પારકાપર ઉપકાર.
પુણ્ય (ના) ધર્મ દાનનું આશિષ.
આશિષ (ના) આશિરવાદ સારી દુવા.
વાપરવું (ક્રિ) વાપરવું, ખરચવું.
સુમ (વિ) બખીલ, કંજુસ, કસરીઓ, મખ્ખીચુસ.
કૃપણ (વિ) કંજુસ.
કોતરી (કૃ) ખોદી કરી.
ભૂમિ (અ) જરાએ, લગારે પણ.
નારાજી (વિ) નાખુશ, દલગીરે.
ગજ (ના) ગુંજાસ, શક્તિ
ઠેકાણે (ના) ઠેકાણે, સારે મારગે.
ગરીબગરબા (વિ) ગરીબ લોકો, લાચાર, અનાથો.
દુનીઆ (ના) સંસાર આલમ, પૃથ્વી.
જશ (ના) માન, આબરૂ.
વાવેલું (વિ) રોપેલું.
ફોકટ (અ) નકામું.
નકામું (વિ) કામ વગરનું ફોકટ.
કંગાળ (વિ) ગરીબ, અનાથ નઃચાર
મજુરી (ના) વૈતરૂં, વેઠ.

**પાઠ ૨૯ મો.**

સાચ (ના) સાચવટ, સાચી વાત.
દેશાઈ (ના) જાગીરદાર, વતનવાળો માણસ.
ઉડયાં (ક્રિ) નીકળ્યાં.
દાખલ (ના) ઉદાહરણ, દ્રષ્ટાંત.
ચપૂ (ના) ચાકુ છરી.
ગમ્યા (ક્રિ) પસંદ પડ્યો.
રૂપૈયા (ના) સોળ આનાની કીમતનો રાણીની છાપનો સિક્કો.
છોકરાં (ના) છોકરાંબચ્ચાં
લેખણ (ના) કલમ.
વખાણ્યો (ક્રિ) પસંદ કર્યો.
ગમ્યો (ક્રિ) પસંદ પડ્યો.
વેહેલો (અ) જલદી.
કાપ (ના) ચીરો.

**પાઠ ૩૦ મો.**

સાચાબોલું (વિ) ખરાબોલું, સતવાદી, સાચો.
ધીરજ (ના) સબુરી, શાંતી

ગભરાવું(ક્રિ) અકળાવું. બીવું. ગાભરા થવું.
ફાડી (ક્રિ) ચીરી.
ખીજ્યા(ક્રિ) ચીડ્યા, ખીજવાયા.
છાતી (ના) હૈયુ મન.
ચાંપીને (કૃ) દાબીને.
વાહલું (વિ) પ્યારૂં, હેતવાળુ.
વાંક(ના) તકસીર, ગુનો.
અજાણતાં = ઓચિંતાં.

ઝટ(અ) જલદી, તુરત.

પાઠ ૩૧ મો.

સંકટ(ના) દુઃખ, આફત.
ક્રોડ (વિ) હજારો, (સો લાખ.)
પરલોક(ના) પારકાલોક, દેવ લોક.
હોડી(ના) મડવાળો મોટો મછવો, નાનું વાહાણ
સિંધુ(ના) દરિઆ સમુદ્ર.

રાજ(ના) અમલ હાકમીગીરી.
શુભ(વિ) સારૂ, મંગળીક
સહીએ(ક્ર) ખમીએ, સહન કરીએ, વેઠીએ.
દિનરાત(ના) રાતને દાહાડા.
સદા(અ) રોજ, નિત્ય.
સરે (ક્રિ) થાય, બને.
ઉપાય (વિ) ઇલાજ.
નક્કી(અ) ખચીત નિશ્ચે.

## (કવિતાની સમજુતી). (૯).

આપણાપર જે દુઃખ આવી પડે, તે સહન કરીને બરાબર સાચી વાત કહેવી ને બીજા લોકમાં સુખ લઇએ (સાચું બોલેથી સુખ મળે) અને તેથી રાતને દહાડો સુખી રહીએ. (૧) સાચુ બોલવું એ સદા સારૂં છે, જુઠું બોલવાથી ઘણું દુઃખ આવી પડેછે; માટે તમે હજારો ઉપાય કરી જુઓ. પણ સુખતો સાચાથીજ થાયછે. (૨) સાચુ બોલવાથી સદા આપણું કામ થાય, પણ જુઠું બોલવાથી કદી થાય નહીં; કેમકે જુઓ કે કાગળની હોડી બનાવીને તે દરિઆમાં મુકો તેથી દરિઓ તરાતો નથી તેમ જુઠું બોલવાથી આપણું કામ કદી થતું નથી (૩)

---

પાઠ ૩૨ મો.

ઘેટાં (ના) મેઢાં.

કાતરવું(ક્રિ) કાતરવતી કાપવુ.

ધાબળીઓ (ના) ઊનનું પેહેરવા ઓઢવાનું લૂગડું

કામળો(ના) ચુમાળો.
ઝરવાડ=ઘેટાંચરાવનાર
શેનો(વિ) કઈચીજનો?
દીઠાં(કૃ)જોયાં
નિમાળા=બાલ, વાળ.
ઉન(ના)ઘેટાંના બાલ.
કામળીઓ(ના)નાનાચુમાળા.
ટાઢ(ના)ઠંડ, હીમ.
બિચારાં(વિ)બાપડાંગરીબડાં.
ઉનાળો=તાપનીમોસમ
એશિવાય(અ)એવગેરે, એથી બીજા.

પાઠ ૩૩ મો.

ઝરવું(ક્રિ)વેહેવું,ટપકવું
લીંબોળીએ(ના)લીમડાનાંફળ.
રોગ(ના)મરજ વ્યાધી
પોપટીઆ(વિ) લીલા પોપટ જેવા રંગના.
પેટી(ના)નાનો પટારો.
રાયણ(ના) લીંબોળીના જેવો લીલો મેવો.
ગળી(વિ)મોઠી.
વિખ(ના)ઝર, સોમલ.
ઓસડ(ના) દવા.
ઠેકાણે (અ) જગોએ.

પાઠ ૩૪ મો.

ધાન્ય(ના)અનાજ.
ડુંડું(ના)કણસલું.
ડુંગા(ના) ધઉંના ડુંડા
પૈસાદાર(વિ) તાલેવંત. માલદાર,ધનવાન.
કડબ(ના)જાર બાજરીના લાંબા સાંઠા.
કણસલું(ના)ડુંડું.
પુળા(ના)કડબનાભારા
બાજરીઉં(ના)બાજરીનું કણસલું.
વવાય (ક્રિ) રોપાય.
જાર(ના)જુવાર.
શિઆળો=ટાઢનીમોસમ
સાંઠાં(ના)અનાજનાઉભા સોટા.
ઢોર=ચોપગાં જાનવર.
મસળેછે(ક્રિ) ચોળેછે,
દળીને(કૃ) લોટ કરીને.
લોટ(ના) આટો.

પાઠ ૩૫ મો.

તલસરા=તલની શીંગ.
શેરડી(ના)ગળ્યા રસનો સાંઠો.
શીંગ(ના)ફળી.
જવ(ના)એકજાતનુ ધાન્ય.
કઠોળ(ના)મગ, ચણા, વાલ, વટાણા વગેરે ધાન્ય.
ડાગર(ના)ભાત.
પોપટા(ના)ચણા ફળી.
સર્વે(વિ)સઘળા, બધા.

## (કવિતાની સમજુતી.) (૧૦.)

બાજરીનાં ડુંડામાં બાજરી ને કણસલામાં જુવાર જોઈએ(થાયછે); ઘઉં ભારડામાંથી ઘઉં, ડાંગર, ને જવ એ ત્રણે થાયછે.(૧.)તલછે તે

તલના જીંડવામાં થાયછે, ને કઠોળ એટલે વાલ, વટાણા મગ, વગેરે શીંગોમાંથી થાયછે,તેમ ચણા ચણાફળીમાં થાયછે,ને શેરડીમાંથી સાકર અને ગોળ થાયછે. (૨) ચોમાસાના ચાર મહીના એટલે (અશાડ શ્રાવણ, ભાદરવો ને આસો) એમાં જુવાર, બાજરી તૈયાર થાય છે. ને શીઆળામાં (કારતગ, માગશર, પોસ ને માહા) એ ચાર મહીનામાં ઘઉંને ચણા થાયછે. (૩)

પાઠ ૩૬ મો.

ધરતી=જમીન,ભુમી.
કોટલા(ના) ઉંચા ગઢ. બુરજ.
નાળાં(ના) વહેતો ઝરો. નાની નીક નદી.
મરડીયા(ના)છા પકવવાના. વાગા.
પાહાડ(ના)મોટા ઉંચા. સાથે જોડાએ ને લાંબા ગએલા ડુંગરો.
લુગડાં(ના)કપડાં.
તરસ(ના) સોસ.
મટાડેછે.(ક્રિ)દુર કરેછે, હોલવે.
ખેતર(ના)અનાજ તથા ઘાસ પાકેછે તે જગો.
કાંઠો(ના) કિનારે.
એકાએક(અ)એકદમ, ઉતાવળે.

પાઠ ૩૭ મો.

રાન(ના) વન. જંગલ.
માણેક(ના) કીમતી જવાહીર.
અનેક(વિ)ઘણાં,બહુ.
જામફળ(ના)જમરૂખ.
પદાર્થ(ના)ચીજ, વસ્તુ
જાંબુ(ના)એક જાતનું ઠળીઆવાળુ ફળ.
હીરા (ના) ખાણમાંથી નીકળતો એક જાતનો કીમતી પદાર્થ.
વન(ના)રાન, જંગલ.
સરખી=સપાટ,પાધરી
ધાતુ(ના)સોનું, રૂપુ, ત્રાંબુ, કલાઇ વગેરે.
તપેલી(ના)પાતેલી.
લોટા(ના) કળશીઆ.
લોટીઓ(ના)કસલીઓ.
પાળીઓ(ના)ચપ્પુઓ, છરીઓ.
જાત(ના)તરેહ, રીત.

પાઠ ૩૮ મો.

સેવા=ચાકરી,બરદાસ.
જંપવું(ક્રિ)સુખે બેસવું, ઠરવું.
દાઝ(ના) દયા,રેહેમ.
જન્મ(ના) જીંદગાની, અવતાર.
ઉછેરતાં(કૃ)મોટાં કરતાં.

પજવતાં (ક્રિ) દુખદેતાં
સંસાર=દુનિઆ;પૃથ્વી
હેતવહાલ(ના)પ્યાર.
સુખીઊં(વિ)સુખીઆરૂ. સુખી.
દુઃખીઊં(વિ)દુખીઆરૂં. દુખી.
વેદના(ના) દુઃખ,પીડા
ચડાવવું=કબુલ રાખવુ.

પાઠ ૩૯ મો.

ગુણ=ઉપકાર,આભાર
અવસર(ના)વખત.
ડગમગ (અ) ડગમગ, હાલ્યા વિના.
અમાપ(વિ)ઘણો,જેનો માપ નહી.
ઘડી(ના)૨૪મિનીટ,૬૦ પળ.

બરદાસ (ના) સંભાળ.
ઉમ્મર(ના)વય, જીંદગી.
દાસ(ના)ચાકર, સેવક.
ટકતો(ક્રિ)થોભતો,ઠરતો.
ખાણ (ના) ખાવાનું.
લેશ(વિ)જરા,જરાપણ
વેઠીને(કૃ) ખમીને.
ઉપકાર=ગુણ, આભાર
સમે(ના)વખતે, વેળા.

## (કવિતાની સમજુતી.) (૧૧).

જ્યારે બચ્ચું નાનું હતું તેવખતે તેનો પગ ઠરતો રેહેતો નહીં. અને ખાવાનું પણ બરાબર ખવાતુ નહી. તેમ પોતાની મેળે ઉઠી શકાતું પણ નહી, અને મનમાં જરાએ લાજ શરમ હતી નહી. (૧)આ વખતે બચ્ચાંપર માબાપે દયા આણી, ને દુઃખ પોતે વેઠીને તેને સુખ આપ્યું, એ આભાર બચ્ચાં ઉપર માબાપનો મોટો છે. (૨) કોઈ માણસ એ વખતે જો રોજ બે ગડી ચાકરી કરે તો ચાકરી કરાવનાર આખી જીંદગી સુધી તેનો દાસ થઈને રહે. (૩).

પાઠ ૪૦ મો

બાવળ (ના) બાવળનું લાકડું,બાવળના લાકડાનું ઝાડ. (બી.
શૂળ(ના)કાંટાવાળીડાખ
પૂંઠીઆં(ના)પૈડાનેફરતું લાકડાનું ગોળ ચક્કર

રેમતું(ના)રેશમનુ ફુલ.
ચુરાસ(ના) ફીફાશ.
કુંડ(ના)છોથી બાધેલો ગોળ ઝરો.
નાભડી(ના) નાભ,પૈડાન વચમાંનું લાકડાનું ગોળ ઢુંગરૂં.

પરડા=બાવળની શીંગ.
ઉતરડવું (ક્રિ) ચીરવું, ઉતારવું.
આરા(ના)પૈડાનીવચ્ચ માંનાંફરતાલાકડાનાં ગોળ કકડા.
આળાં(વિ)ગદગદાં, પચપચાં, સુંવાળાં

અથાણું(ના) આથણું.
પુરો(વિ) બરાબર.
મજબુત(વિ) ચીકણું, જબરું.
ઝરેછે(ક્રિ) વેહેછે, ટપકે.
ચીકાશ(ના) ચીક.

પાઠ ૪૧ મો.

શેખશલ્લી=ખોટા મોટા-ઉમંગ ઉઠાવનાર, ચળેલો માણસ.
તુરંગ(ના) ખોટા ખોટા વિચાર, ઉમંગ.
બાહોળા=ઘણાં મસ.
ધુણાવવું(કૃ) હલાવવું.
માલીક(ના) ધણી, શેઠ.
ધાડવો=માટીનો મોટો. ઘડો-વાસણ.
વેપાર(ના) રોજગાર.
મજુર=વેતરો, હેલકરી.
ઉઠવા(કૃ) આંવવા.
કૂકડા(ના) મરઘી.
સારીપેઠે=બહુ, ઘણાજ
એકઠા(વિ) ભેગા.
ઉપજશે(ક્રિ) પેદાથશે
કમાઇશ(ક્રિ) ગળીશ.
પરણીશ= લગનકરીશ
કૂટી(કૃ) ભાંગી.

પાઠ ૪૨ મો.

ચણતર= ચણીલેવાનું કામ.
માળીલેવું(ક્રિ) નળીઆં ચઢાવવાં.
ઓસરી (ના) ઓટલી, પગથીઉં.
સાટું-બંદોબસ્ત, કરાર
હાટડા(ના) ગારાં.
ભાવરૂં=ઘરને ભીંય તળીઆનાચેની આગળની ઓરડી.
છોવરાવવું =છો દેવડાવવી.
મોભ=ઘરનામાળનોવચલો આડો થાંભલો.
છળીઓ(ના) સાકટીઓ
કાથો=નાળીએરની છાલની વણેલી દોરી.
પાપો(ના) મૂળ ટેકણ.
કરા=દીવાલ, ભીંત
પછીત(ના) પછવાડેન ભીંત.
પાણીઆરૂ(ના) પાણીનાબેડાં મૂકવાની ઓટલી.
જાળીઓ (ના) લોઢાના સળીઆ જડેલી બારીઓ.
ભો=બીક, ડર, ધાસ્તી.
પરશાળ= પેહેલાખંડના ભોંય તળીઆનીજગો
ઝટપટ=જલદી, તાકીદે.
રળીઆમણું=શોભીતું.

પાઠ ૪૩ મો.

બિરાજવું=દીપવું, શોભા આપવી.
પાટડા= ભારવટીઆ.
મજાગરા (ના) ચણીઆરાંનરમાદાનાચાપડા.
સાગ=સાગનું લાકડું.
છજાગુ(ના) છાજ.

છોલાણું (ના)છો દેવ-
ડાવવાનું કામ.
ચોરસાં (ના) ચોડા પ-
થ્થર, ચોડી ઈંટ.
સુતાર(ના)લોઢાનો ઘા-
ટ બનાવનાર.
છૂટ(ના)મોકળાસ,જગો
મેડા (ના) માળ.
મણ્યા =કમર, ખામી.
છીંડી= ખડકી, વાડા.
દાદરો(ના)લાકડાના પા-
ટીઆની નીસરણી.
નીસરણી(ના)વાસકેવ-
ળીનો દાદર, સાડી.
ખુંટીઓ(ના)ખીટીઓ.
તાકા(ના)મોટાગોખલા.

પાઠ ૪૪ મો.

છાજવું=દીપવું,શોભવું

મેના=મધુરરાગનું પક્ષી.
ગાલીચા=જાજમ.(મો-
ઢું કીમતી બીછાનુ)
ચૂનાળા (વિ) ચૂનાના,
ચૂનો ફેરવેલા.
કઠેરે (ના) લાકડાનાપા
ટીઆ તથા લોઢાની
જાળી જડેલો જરૂખો
રવેશ.
ભૂપતિ(ના)રાજા,પૃથ્વી
પતિ.
નીર(ના) પાણી, તેજ.
હીંચકા(ના)હીંડોળા ઝો
લો.
ચિત્ત=તસવીર, છબી.
સુડા(ના)પોપટનાજેવા
લીલા પીછાના પક્ષી.
ખાટ (ના) ખાટલો.

ખુબ(અ)ઘણુંજ,મસ્ત
રૂડા=સારાશોભાવંતા.
ઘડ્યાં (ક્રિ) બનાવ્યાં.
રસોડા(ના)રાંધણી,રસો
ઈ ખાનાં.
રૂપાળાં (વિ) શોભિતાં,
ખુબ સુરતાં.
ચણ્યાં(ક્રિ) ચણીલીધાં.
દીસે=દેખાય, જણાય.
ખુટે=ઘટે,ઓછું થાય.
મીઠા(વિ)મધુર,મધુરા.
શુદ્ધ(વિ બરાબર,સાફ.
બેઠકો=બેસવાની જગો.
અગાસી (ના) ધાબુ.
સેજ=ઢોલાઓ, પલંગ.
ખાસી=મજાના,સારી.
બીછાવી ક્રિ) પાથરી,
ભલ (વિ)સારા,મઝાના.

## (કવિતાની સમજુતી.) (૧૨)

ઘર, જાળીઆં, માળીઆં ઘણાં સારાં બીરાજે છે, નેબારીએ નાંનાં બારણાં પણ સારાં દેખાયછે; પાણીનાં બેડાં મુકવાનીઓટલીનેરાંધવાની જગો પણ શોભિતી બનાવીછે; નેતે ઈંટથી ચણી લઈને તેપરચુનોફેર-વેલો દેખાયછે. (૧)ટાંકામાં જે પાણી ભરેલાં છે તે કદી ખુટતાં નથી.

તેમાંથી લોકો વાંકા વળીને પાંણી ખેંચી કાઢેછે; સુડાતે મનાના જેવાસાફ મધુર શબ્દ બોલેછે, જેનાં પાંજરાં પીત્તળથી જડીલઈને રંગેલાંછે.(૨) બેસવાની જગો, કઠેરા, નેઅગાસી સારી બનેલીછે, નેસુવાને વાસ્તે ઢોલીઓ તથા મઝાની હીંડોળા ખાટછે, તેમ ગલીચા મનને ગમતેવી રીતે પાથર્યાંને દિવાલના ઉપર રાજાઓની મોટી છબીઓ પાડીછે.

---

**પાઠ ૪૫ મો.**

સજડ (વિ) મજબૂત.

હણહણવું(ક્રિ) ખણસણવું, ખોંખારવું.

નસકોરાં=નાક આગળનાં દમ લેવાનાં બેરાણાં.

દાઢ (ના) મોંમાં બેવડા દાંત આગળની જગો.

ડાચું (ના) જડબું.

વાચ'(ના) ભાન, બોલવાની સમજ.

નરસી=ખરાબ, નઠારી.

પોચો=નરમ, સુવાળો.

કાણાં(ના) વેહ, છિદ્રો.

જાળવે=સાચવે, તપાસે.

ટેકો(ના) આધાર, મદદ.

ઝીણાં(વિ) બારીક.

કકડા(ના) ટુકડા, કકડા.

ભૂકા=ચુગદા. કકડેકકડા.

સાદ(ના) અવાજ, સોર.

બરાડેછે=આરડેછે પોકારે.

**પાઠ ૪૬ મો.**

ખીજવું(ક્રિ) ચીડવું.

છેલાઈ(ના) ઝાકટાઈ, વરણાગી. તોર.

પગરખું(ના) જોડી ખાસડી.

અડફટ (ના) આંટી.

પછડાઈને=અફળાઈને.

અટવાઈને (ક્રિ) આંટી આવીને.

ખોટું(વિ) ખરાબ, નઠારૂં.

અમથી(અ) ખાલી, વગર ખપની.

સ્વભાવ(ના) મીજાજ.

રોમાળ (વિ) તામસી.

પગથીઆં(ના) ઓટલી.

ફેંકી(ક્રિ) નાંખી, લાખી.

વાંસે=પછાડી, પાછળ.

ખાબોચીઉં(ના) નાનો ખાડો.

બગડ્યાં=ખરાબ થયાં.

ખબર (ના) સમાચાર.

હાલ(અ) હવાલ, દશા.

**પાઠ ૪૭ મો,**

અદેખ'(વિ) કીનાખોર, ઝેરી.

અવતરવું(ક્રિ) પેદાથવું.

કુરકુરીઆં (ના) બાકોલાં બાટીલાં, કુતરીનાં બચ્ચાં.

ખારીલાં(વિ)તીખાસ્વ-
ભાવનાં.
ગેલ(ના) લાડ.
ભોટીલ (ના)ભોકીલાં કુ
તરીનાં બચ્ચાં.
આડો(વિ)વાંકો, ઊંધો,
કહ્યું માને નહી તે.
અજાણ્યાં(વિ) પારકાં.
ધુરકવા(કૃ) દાંતીઆકર
વા, ચીડવા.
લાગ(ના)દાવ, તક.
બચકું(ના)ડાકુકરડવુંતે,
સબળાં(વિ)બધા.
જંપે(ક્રિ)સુખ બેસે,ઠરે.
ઉપડેછે(ક્રિ)ખુલ્લીથાય

પાઠ ૪૮ મો. (કે
ખીલવું(કૃ)પાંખડી છુ-
ટી પડવી.
અંગ(ના)શરીર,શરીરનો
ભાગ.
મુળીઉં(ના)મુળ, જડ.
વહે=બાકુ.કાણું, છિદ્ર.
ચુસે(ક્રિ)સોસે,રસ ગળે
નરી(વિ)એકલી.
[illegible](ના)પાંતરાં.

કળી(ના)ખીલ્યા વગ-
રનુ ફુલ.
બતાવુ(કૃ)દેખાડું.
વાર્વાએ(ક્રિ)સોંપીએ.

પાઠ ૪૯ મો.
લાગલાગટ(અ) રોજ,
રોજ, પાચ સાત દી
વસ સામટા.
ખસખસ= અફીણના
ફુણગે(ના)સણગો(બી,
ડળીએ(ના)ળીઓ.
સીંચીએ(ક્રિ)રેડીએ.
સમજાશે(ક્રિ) ધ્યાનમા
ઉતરશે, ઠસશે.

પાઠ ૫૦ મો
વેહેળો (ના)નાની નદી;
નાળુ ઝરો.
તેડે=તીરે, કીનારે,કાંઠે.
ઉપકાર(ના)પાડઆભા
ચટકો(ના)ડંખ. (ર.
બદલે(ના)અવેજ પાડ
આભાર(ના)માન,પાડ
ઝાંપ(ના)જાળ,ફાંદો (ના.
તણાતી(કૃ)ખેંચાતી.

દયા(ના)રેહેમ,મેહેર.
વળગીને(કૃ)બાઝીને.
દિવસ(ના)દહાડો,દીન.
ઝટ(અ) જલદી,તુરત.
ચુકવું(ક્રિ)ભુલવુંવીસરવું
પરમેશ્વર(ના)ઈશ્વર

પાઠ ૫૧ મો.
ડાંગર(ના)ભાત.
ક્યારડા(ના)પાણીભરા-
યેલાના ખાડા,ક્યારા.
પરાળ(ના)ભાતનુઘાસ
ભાલા(ના)ફોતરા.
ચોખા(ના) ડાગરમાંથી
નીકળેલા દાણા.
તરૂ(ના) નાનાં નાનાં
કુમળા છોડ.
લીલાછમ(વિ) બગાજ,
લીલ (કાચીકેરીજેવા.)
દાણા(ના)અનાજધાન્ય
પછેર (કૃ)ઝાપટી.
ઝાડે(ક્રિ)વાદઈકસતર,
કાહાડે, ઉપણે.
નીપજાવે(ક્રિ)પકાવે.
ખેડુત(ના)ખેતીકરનારા

કરનાર(વિ)મનાવનાર
ભારે(વિ)મોટો, ઘણો.

પાઠ ૫૨ મો.

માંજરી(વિ)મુરા ડોળા વાળા.
ધીઆળુ(વિ)ઘીએ ચો-પડેલું, ઘી ઘાલેલું.
તલપ(ના)ડાકુ.
તીણું(વિ)આગુવાળુ
લુખુ(વિ)ઘી વગરનું.
ચોખ'(વિ)મમજણવાળી, અક્કલવંત.
વેગ(ના)દુસમનાઈ ખાર
હળવે(અ)ધીમે, આસ્તે
સુઝે(ક્રિ)દેખાય જણાય
તરત(અ)ઝલદી.
બિગાડ(ના) નુકશાન.

પાઠ ૫૩ મો.

બીકણ(વિ)બીએ એવો નરમ, પોચો.
અગાવપું(વિ)પાગકુ પર દેથી, કાંઈ દહાડો જો યલું નહી તે.
સોડ(ના)બાજુ, પાસે.
સામું (અ) તરફ.
બાઝી(કૃ) લાગી.
ગભરાયો(ક્રિ) અકળાયો
કાદવ(ના)કીચડ.
ઉઠાડ્યો(ક્રિ)ઉભોકર્યો.

પાઠ ૫૪ મો.

દરિઆ=સાગર, સમુદ્ર.
અગરીઓ(વિ)મીઠુ પકવનાર.
રાશ(ના)મીઠાના ઢગલા
ક્યારા(ના)નાના ખાડા.
અગર(ના)મીઠુ પાકે તે જગા.
ઉમગડવું(ક)સાંભરીલેવું
કાઠે(ના)કીનારે.
પડ(ના)પથરે.
ઢગલા(ના) ગંજ.
મટોડી(ના)ચીકણીમાટી

પાઠ ૫૫ મો.

પ્રમાણે(અ) રીતે.
ભગીગણી=સખીવાંચી હોંશીઆર થઇ.
કોથળો(ના)પાચમણનો બાજો.
ઓહો(અરે! વાહ!
શેરી(ના)ફળીઉ મોહોલો
નાકે(ના)છેડે, છેવટે.
મેડીઓ(ના)માળ.
બાગ(ના)વાડી.
એકીવાગે(અ)એકદમ.
મેલેલા(ક)મુકેલા.
સેહેલથી=થોડી મેહેનતે
ડાહ્યા=શાણા, સમજુ.

પાઠ ૫૬ મો.

પંથ(ના)રસ્તો. ધર્મ.
ખર(ના)ગધેડો.
પાણ(ના) પથર.
એધાણ(ના)નિશાની.
લહિયો(વિ)સારા અક્ષર નોલખનારો, ભિખિયો, જાણીતો.
છે દાપડ(ક્રિ)પ્રસાય છે.
પંડીત=વિદ્વાન, લાહેર.
નીપજે(ક્રિ)થાય, બને.
ગાઉ(ના)કોસ.
કપાય(ક્રિ)મટે દુર થાય,
અભ્યાસ(ના) મહાવરો.
કાયર(અ)હેરાન, દુખી.
આળસ(ના)સુસ્તી.
તોલ(અ)વજન.

## ( કવીતાની સમજુતી. ) (૧૩.)

માણસ ભણતાં ભણતાં વિદ્વાન થાય અને લખતાં લખતાં સારા અ-ક્ષરનો લખનારો બને; તેમ રોજ જો ચચાર ગાડિ ચાલ્યાકરે તો લાંબો રસ્તો હોય તે પણ કપાઈ જાય. (૧) પોપટ જેવા પશુ પણ શીખવાથી શબ્દ બોલતાં શીખેછે; તો કાયર થઇને જે માણસ ભણવાથી આળસ કરે તેને ગધેડા જેવો જાણવો. (૨) કુવાડિપરના જે કાળા મોટા પથરા, તે રોજ પાણી ભરવા જતાં દોરડાના ઘસારાથી ધીમે ધીમે ઘસાઈ જાયછે, એ નિશાનીનો દાખલો લેઓ. (એટલે એ પથરા ઘસાયછે તો અમે તેવા કોઈ મુરખ માણસ હશે ને તે મેહેનત લઈ શીખવા માં-ડશે તો તેને શું નહિજ આવડશે! ના, આવડશે. (૩)

---

પાઠ ૫૭ મો.

જંગાલ=ત્રાંબાનો કાટ.
જસત { સફેતમેલા રંગ
સીસુ { ની ધાતુ.
કાટ (ના) કીટ.
દીઠામાં(ક્રૃ)જોતામાં.
નરી=સ્વચ્છ, ચોખી.
જવલ્લે(અ)કોઇ વખત, કદાચ.
દેવતા=અગ્નિ, વસ્તેવ.
આળે(ક્રિ)પીગળાવે.
ચોખાં=સાફ, સ્વચ્છ.
આસે(વિ)સજનમાંપણી
ચળકતી(વિ)ઝળકતી.
માંજીને (ક્રૃ) અજવાળીને
ઝાંખું(વિ)તેજવરગનું
નરમ (વિ) પોચું.

પાઠ ૫૮ મો.

ગદીઆણો(ના)૧૬વાલ અડધો તોલો.
ઓગળવું (ક્રિ) પીગળવું
વરક(ના)સોના રૂપાના છેક પાતળાં પાનાં.
પતરાં(ના)ધાતુનેટીપીને પાતળાંપાના કરેલાતે
ટીપી (ક્રૃ) ટપેરી.
રજ(ના)રજકણ, કણી.
તાવ(ના)આખો કાગળ.
ચિકાશ (ના) ચીક.
વાળ(ના)બાલ,નીમાળા
મસ(વિ)ઘણો, બહુ.
તાપ (ના) ગરમી.
આંચ (ના) ઝાળ.
યાદ (ના) ફેમ.

પાઠ ૫૯ મો.

ડોસો(ના)ઘરડોમાણસ
અચંબા (ના) નવાઈ.
છેડવું(ક્રિ)અડકવું,ખા-ઝવુ)પુરો(વિ)બરાબર.

સંપ(ના)એકમત, એક દીલ.
કને(અ)પાસે,સોડે.
બારી(ના)બચકી.
મંગાવીને=અણાવીને.
કારણ=સબબ, મતલબ
બળ(ના)જોર, કસ.
સંપસંપીને= હળીમળીને
નબળા(વિ)કમજોર.

પાઠ ૬૦ મો.

ટીખળી(વિ)અટકચાળું ટીખળ કરે એવું.તોફાન
અટકચાળા(વિ)આડા. વવળાટવાળાં.
અડપલાં(વિ)અટકચાળાં કામ.
નિરાંત(ના)ચેન સુખ.
ગલોફ (ના)ગાલ, ડાચા
ભુસકો(ના)કુદકો.
માંકડાં(ના)રાતામોંનાં. વાંદરાં.
વગડામાં (ના) વનમાં.
ઉઘાડાં(વિ) ખુલ્લા.
ચીડાય(ક્રિ) ખીજવાય.
વિંટાળીને(ક્રિ) લપેટીને.
લટકાવીને=ટીંગાવીને.

પાઠ ૬૧ મો.

બાપડીઓ (ના) બીચરી.
ચંડાળ(વિ) પાપી દુષ્ટ.
શાહેદ(ના) શાક્ષી.
ઇનસાફ(ના)ફેસલો
અગે(ના)દાવ, ફીકર.
દશા (ના)હાલ, હવાલ.
ગળેપડુ (વિ)ધાઈપડું, લુચ્ચી પસરૂ.
ચ્હવાડ(ના)વડાલડી.
જનાવરો(ના) બાઈઓ.
ફર્યાદ(=અરજ,રાવદાદ
કડકા (ના)ભાગ કકડા.
બરાબર (વિ) સરખા.
હુકમ(ના) ફરમાસ (ગી
છાનોમાનો (વિ)મુંગોમુંગો
ભૂમભૂમ(ના)ટેચાંટા.
ઉઠાવું(ક્રિ)છોડું,મુકું.
ખરી(વિ)સાચી,ખૂદ.
હવાલેકર્યા=સોંપી આપ્યા,તપાસી આપ્યા.

પાઠ ૬૨ મો.

વેળા(ના)વખત,સમય.
અઠવાડીઉ(ના)આઠદહાડાની મુદત.
ધ્યાન(ના)ચીત્ત.સુરત.
અંગ્રેજ=ગોરાલોક,ટોપીવાળા,સીનોર.

પાઠ ૬૩ મો.

પોહોર(ના)ત્રણ કલાક
મહિનો(ના)૩૦દહાડા.
આથમે=અસ્તપામે, ઘેરજાય.
મધરાત=વચલી રાત.
પખવાડીઉં(ના)પંદરે વાડીઉં.

પાઠ ૬૪ મો.

વા (ના)પવન.
શીશી(ના)કાચની નાની બાટલી.
વીંજણો(ના)પંખો.
વાયરા(ના)પવન,વા.
બફારો.(ના)પસીનો,પરસેવો.
પવન(ના)વા, વાયરો.
વાસીને=દઇને ઢાંકીને.
લોટો(ના)કળશીઓ.

થીર(વિ)હાલેચાલેનહી જે એકુની એકુજ જગ્યાએ રહે તે.
ભોળ્યં(કૃ) ડબોળ્યો.
બદલે(અ) [illegible]ગોએ.
દબાવી(કૃ) બોળી.

પાઠ ૬૫ મો.

લેહેર(ના) તમળ, ઝીસોટા.
ગતિ(ના) શકિત, બળ.
ખુજવું(કૃ) [illegible]વું. કાપવું.
પ્રવાહી(વિ) પાણીના જેવા નરમ.
જુગતી(ના) તદબીર, હીકમત.
નાદ(ના) અવાજ, સાદ.
ઇશારત(ના) ચિન્હ, નિશાની, સાન.
સાદ(ના) અવાજ.
કુંડાળાં=ગોળ ચકરડાં.
ઉપરાઉપરી(વિ) એક પછી એક.
દૂર (અ) આઘે, દુર.
[illegible](વિ) હરેક, મુકરર [illegible].

અથડાય(ક્રિ) અફળાય.
ઘાટ(ના) ડોળ, (ઘડીને કરેલી બનાવટ.)
બેહેરા(વિ) કાને સાંભળે નહી તે.
ઘરડપણ(ના) બુઢાપણ.
જન્મ બેહેરા(ના) જન્મે ત્યારથી બેહેરા.
મુગા (વિ) મોહોડે બોલી શકે નહી તે.

પાઠ ૬૬ મો.

ટાટ(ના) શણનું કાપડું.
કાગદી(ના) કાગળ વેચનારો.
ઘુંટવું(કૃ) મોહોરો દેવો, સાફ લીસુ કરવું.
ઓપ(ના) ઝાહી.
થા (ના) થાપો, દસ્તો.
તા(ના) તાવ, આખો કાગળ.
સાહેબખાની(ના) ઉંચા સાહેબ લોકોને વાપરવા જેવા.
ડોવાદેવું(કૃ) ડબોવવું, બોળી કાઢવું.

તાવ(ના) આખો કાગળ
કટકડી(ના) કટકી.
ચાલણી(ના) ચાળણી. ઝીણા ઝીણા વેહેવાળુ ધાતુનું વાસણ.
પલાળી(કૃ) ભીનાળી.
સફેદ(વિ) ધોળુ, ઉજળુ.
ઠરીને (કૃ) બંધાઈને.
કકરા(વિ) ચરબડા (હાથ ફેરવીએ ને લીસા લાગે નહી તે.)
લીસા(ના) સાફ ઘુંટેલા.
ઉંચા(વિ) સારા કીમતી.

પાઠ ૬૭ મો.

મૂર્છા(ના) બેવકુફાઈ.
દેશાવર(ના) પરદેશ, દેશાંતર.
ફાળ(ના) ધાશકો, ફિકર.
ઝળઝળીઆં(ના) આંસુ
ઢોઠમોઠ(વિ) મૂરખ, અણઘડ.
અભણ(વિ) વગર ભણેલો. મુર્ખ.
નામુ(ના) નામ, દફતરી કામ.

મથાળુ=ઉપલો ભાગ.
ધણી(ના)વર,માટી.
ઠેઠ=છેક, નાકેસુધી.
રોવા(ના)રડવા.
માઠી=ખરાબ મુવાની
ખબર(ના)સમાચાર.
સંદેસો.
ઉકેલોને(કૃ)ફોડાને.
રૂઓછો(ક્રિ)રડોછો.
પછવાડેથી(અ)પાછળ-
થી, પછાડીથી.
પસ્તાવો(ના)અફસોસ

લાજી(કૃ) શરમાઈ, લ-
જવાઈ.

પાઠ ૬૮ મો.

અભિમાન(ના)હંકાર.
નિશાની(ના) એંધાણી,
ઇશારત.
સરદાર=સગદારઉપરી
અસાર(વિ)સાર નહી.
તે નઠારૂ.
રાય(ના) રાજા.
વેહેમ(ના)શક,સંદેહ.
ઉર(ના)દિલ,મન.

બકવું(કૃ)લવવું,લવારો.
કરવો.
સારઅસાર(વિ) સારી
નઠારી વાત, સારૂં ન
ઠારૂં કામ.
અક્ષર(ના)હરફ, દસ્કત.
અપાર(વિ)ઘણોજ જે
નો પાર નહી.
જગ(ના)જગત,પ્રથ્વી
વડી(વિ)મોટી.
શીખામણ(ના)ફાયદા-
ની વાત.

## (કવિતાની સમજુતી.) (૧૪)

મૂરખને માથે કાંઈ સીંગડાં ઉગાંને તેની નિશાની હોતી નથી પણજે
ને સારા નરસાનું કશું ભાન નથી તેનેજ મુરખ સમજવો (૧)જેનેએક
હરફ પણ લખતાં વાંચતાં આવડે નહી (કાળા અક્ષરને કુટામારે,)ને મ
નમાં અહંકાર ઘણોજ રાખે તેવા માણસને પ્રથ્વી ઉપર બધા મુરખા
ઓનો સરદાર સમજવો.(૨) મોટી મોટી વેહેમ ભરેલી ઘણી વાતોનો તે
લવારો કરે,પણ તે મુરખનો રાજા કહેવો શીખામણ સાંભળતોનથી(૩)

પાઠ ૬૯ મો

વેતરૂં=મેહેનત, મજુરી
આળોટવું(કૃ) ગોળાંટ
ખાવાં, ગબડવું.

અમીર(વિ)મોટામાણ-
દાબડો(ના)ખાડો. (સ.
ધીરજ=સબુરી, શાંતી.
ખમી=સહી,સહનકરી.

હઠે(ક્રિ)પાછું ફરે, [illegible]
હારે,
મરજી(ના)ઇચ્છા,ખુશી
દેખાદેખી(કૃ) જોઈને

.ડો(ના)ગરદન, ગળું
બાર(ના)ગોળો.
બાજ(ના)ગરમ.
સીધી(વા)પાધરી.

પાઠ ૭૦મો.

ડેલું(ના)પૈસો.
ખ્યાલ(ના)ગભરૂ, પૈસા દાર.
પૂરૂં=પરા પર પેટભરીને
ભોડાવ(ક્રિ)મુકાવમેલાવ
દેખાયો(ક્રિ) જણાયો.
ખોતરતે(ક્રિ) ખોદતો. ખણતો.
ભ.(ના)કારણ, મરમ.
ધન(ના)પૈસા, દોલત.
ચરૂ(ના)તાંબાનો મેકડાવાળો દેગડો.

પાઠ ૭૧ મો.

શેતુર(ના) એક જાતનો મેવોપીપરના આકારનો થાવછે.
આઇખડતું(ક્રિ)ઉનું ઉનું.
અતલસીઆં(ના)રેશમી લુગડાં.
[illegible](વિ)રેશમી.

પતંગીઉ=એક જાતનો જીવડો.
ગજીઆર્ં(ના)ગજપનાનું રેશમા કપડું.
તાતણે(ના)તાર.
મુગટ(ના)તારણુ વાળાં હલકા અમોટીઆં.
મશરૂ(ના)રેશમી કપડું.
કોશેટો=ગોળ લાંબી દડી
હીર(ના)રેશમ.
કીડા(ના)નાના જીવડા.
ભાત ભાતના(વિ)જાત જાતના.
કીનખાબ(ના) કસબનાખુંકા વાળું રેશમાંઉચું કપડું.

પાઠ ૭૨ મો.

આખલે(ના)ગોધો.સાંઢ
મચ્છર(ના)ગણ ગણતો જીવડો.
માતેલે(વિ)જબરો, ધરાયલો મતવાલો.
નબળો=કમજોર, લુલો.
સાંઢ(ના)આખલો ગોધો

આટો(ના)ચક્કર, ફેરો.
તોબા(ના)કાયર, કંટાળો.
તુચ્છ(વિ)હલકો. નીચ.
અહંકાર(ના)અભિમાન
ધરાસને(ક્રિ)ત્રપતથઇને
ગણ ગણતે(ક્રિ)ગુણગુણ કરતો.
નીચ(વિ)હલકો, તુચ્છ
જબર(વિ)જોરાવર.
પલક(ના)પલ, ક્ષણ.
કચરે(ક્રિ)કચડી, ખુંદી.
પછાડે(ક્રિ)અફાળેછેકે.
વેદના(ના)દુઃખ, પીડા.
ગાંડે(ના)દિવાનો, પેલો.

પાઠ ૭૩ મો.

કરોળીઓ(ના) જાળમાં રહેનારો જીવડો.
હરાવવું (ક્રિ) હંફાવવું, જીતી લેવું.
મેડકવું(ક્રિ)છાકી જવું, વધારે બોલવું.
જાળું(ના)ફાદો, ફાંસો.
જીતવું(ક્રિ)જીતી લેવું.
હરાવવું.
ફુલાઇ=અહંકારેભરાઇ

શેર(ના)૪૦ પેસાભારનું વજન.
સાંઢીઓ(ના)ગોખો,સાંઢ
બરોબરી (વિ) સરખા સરખી,હરીફી.
ગર્વ(ના) અહંકાર.
હસવા(ક્રિ)મજાકકરવા
નજ(અ)નહીં, ના
ફાંફા(ના)ખોટીમેહેનત, વેતરા.
અટવાટો(ક્રિ) આંટીમાં આવતો.
જીતનાર(ના)જીતીલેના ર)ફતેહ પામનાર.
કેવળ=બીલકુલ,તદન.

પાઠ ૭૪ મો.

કોમળ=નાજુક, કુમળુ.
રમુજી (વિ) ખુશલાગ એવું
ચંચળ(વિ)હેરાંશી આર.
પટા(ના)લીસોટા,કાપા
રૂવાંટા(ના)ઝીણાંઝીણાં બાલ.
ચતારો=ચિત્ર પાડનાર

પાઠ ૭૫ મો.

છેતરવું (ક્રિ) ઠગવું.
પાપ(ના)નઠારૂકામ, નઠારાં કામનો દોષ.
દડિઓ(ના)પડીઓ.
ચુકવવુ(ક્રિ)ખસેડવું.
સંતાડવુ(ક્રિ) છુપાવવું.
કરડી (વિ) આકરી,સખત.
નાત=જમણવાર, વરો.
બગડ્યુ(ક્રિ)તપતઝરાયો
સરત(ના)નીશા.ધ્યાન.
છેતરાઇ(ક્રિ)ઠગાઇ.
વાહાલી(વિ) પ્યારી.
નાનપણ(ના)બચપણ

પાઠ ૭૬ મો.

ઘડી (ના)૨૪ મિનિટ.
પળ (ના) લેહેજો.
તરેતુ(ક્રિ)અતરંગરેહેતું
મંદિર=દેરૂ, દેવસ્થાન.
ટંકોટંક(વિ)માથા સુધી.
જોશી=જ્યોતિષ વિદ્યા જાણનારો.
ડુબીજવું(ક્રિ)બુડી જવું
કોષ્ટક(ના) કોઠો.
માપ=ભરત,પરમાણું.

વાપરતાં (ક્રિ) કામમાં આંણતાં.

પાઠ ૭૭ મો.

ભારે(વિ કીમતી,મોંઘી.
મોહોર(ના)પંદરરૂપીઆની કીમતનો જુનો સોનાનો શિક્કો.
કસબ=જરી. કીનખાબ
પાલવ(ના) કોર.
વેઢ (ના) વેળીઊ.
કદોરો(ના)કેડે ઘાલવાનું ઘરેણું.
કીમ્મત(ના)મૂલ. [illegible]
ઉડે(ક્રિ) ચકચકાય.
સુંદર (વિ) સારાં, મઝાનાં.
કંઠી=સોનાનીસાંકળી.
તાલેવર (વિ) પૈસાદાર.
તોઇ (ના) કોર.

પાઠ ૭૮ મો.

નાખુશ (વિ) દલગીર.
ટટાર વિ,સીધો,પાધરો.
ખુશી(ના)હરખ, સંતોષ
નાખુશી(વિ) દલગીરી.
પોતીકા (સ)પોતાના

પાઠ ૭૯ મો.

વાચા(ના) માનબોલવાની સમજ.

ભાન(ના) સમજ અક્કલ

શા(અ) વાસ્તેકેમ? શાને માટે!

પુણ્ય(ના) ધર્મ, દાનનું આશીષ.

કશું=કંઇપણ, જરાએ.

પાઠ ૮૦ મો.

કાંચળી(ના) કાપડું, બાયડીનું ચોળી જેવું પેહેરવાનું કપડું.

પીયર(ના) બાપનું ઘર

મોસાળ(ના) મામાનુંઘર

હેત(ના) પ્યાર, ચાહના.

હરખ(ના) ખુશીઆનંદ

ઢેસ(ના) ઠોકર, અથડા,

પલળી(ક્રિ) ભીનાઈ.

બગડે(ક્રિ) ખરાબ થઈ.

રીસ(ના) ગુસ્સો, તામસ.

ઉતરી(ક્રિ) નરમ પડી.

વાંક(ના) તકસીર, ગુન્હો.

બાપડ(વિ) બીચારી, ગરીબડી, રાંક.

પાઠ ૮૧ મો.

નિંદે(ક્રિ) બદગોઈ કરે.

બળવંત(વિ) જોરાવર.

કલેશ=કજીઓ, કંકાસ.

હળેત(કૃ) હળીનેરેહેનારા

સંપ= સંપકરીહળીમળી.

સુખચેન=મજા, સંતોષ

શોક=દલગીરી પસ્તાવો.

ઘટે(અ) ઓછા થાય.

લેશ(વિ) જરા, જરાપણ

ગીતો(ના) ગાયકી ઓરાગ કાઢીને ગાયછે તે.

## (કવિતાની સમજુતી.) (૧૫.)

આપણે બંનો ભાઈ ને બેહેન હળી મળીને સંપથી રમીએ તો ઘણું સુખ થાય. લઢી વઢીને કંકાસ કરીએ તો જીવને ઉચાટ થાય, આબરૂ ઓછી થાય, ને વળી લોકો પાછળ બદગોઈ કરે.(૧) જે આપણો બાપ (ઈશ્વર) મોટો જોરાવરછે, તે ઈશ્વર હમે સદા હળીમળીને રેહીએ એવું જ કર, કે જેથી નિરંતર સુખમાં દહાડા જાય, અને કોઈ દહાડો જરાપણ કજીઓ કંકાસ થાય નહીં (૨) જે છોકરાં એક બીજા સાથે હળીમળીને રેહેતા હોય, તે કોઈ દહાડો સામા સામાં લડે નહી, તેઓ સાથે રમી જમીને ગીતો ગાયછે, તેથી તેમની મા મનમાં ઘણી ખુશ થાયછે(૩)

---

પાઠ ૮૨ મો.

ઝુમખા(ના) ઝીણાંઝીણાંટીપાં.

ધુમસ(ના) ધુમ્મસ, દજ.

ઝમવું(ના) બાઝવું.

બરફ(ના) ઠરીનેબંધાઈ ગએલું પાણી.

ફરા(ના) હવામાંથીછુટું પડીને બંધાયલું પાણી.
રૂપ(ના) ડોળ, કાનતી.
ઢીંગ(ના) ઘાટીની ગાગર કે મોરીઆનો ભાગેલો નીચલો ભાગ.
વરાળ(ના) બાફ, શેવાળ.
નાસક=ઢાંકણું, ધાતુની કાચી.
ગગન(ના) આકાશ.
ઠાર(ના) ઠંડ, હીમ.
વેગળાથ (અ) આઘેથી
ઝાકળ(ના) મરદી, ઓસ

પાઠ ૮૩ મો.

મધ્ય=વચલા વાંધાના, સાધારણ.
પુષ્કળ(વિ) ઘણું, બહું.
ડામ(ના) ડીંભો ચપકો.
બરડો(ના) પીઠ, વાંસો.
સાંધા (ના) કટકા.
પાંસળીઆ(ના) પાસા તરફની હાડકાંઓ.
ટેકીટેકાને(અ) અધીનો ને, ટેકા દઈને.
જડબુ (ના) ડાચુ.
ઝેરી(વિ) ઝેરવાળુ.
થેલી (ના) ગોથલી.
ભેળુ (વિ) સાથે.
જખમ(ના) કરડેલી કિવા ગેલા જગો.
પસરે (ક્રિ) ફેલાય.
ઘટતા(વિ) લાયક, જોઈએ તેવા.

પાઠ ૮૪ મો.

સિંહ (ના) જનાવરોનો રાજા, મેટુ ચોપગુ પશું.
જીવદાન=નવો જન્મ.
મહારાજ(ના) મોટારાજા રાજાધીરાજ.
કાલાવાલા (ના) ખુશામત, વારેવારે કરગરીને કહેવુ તે.
સામર્થ(ના) જોર, બળ.
છાયે(ના) શીળે, ઓળે.
દોડાદોડ (ક્રિ) દોડ ધામ, નાસા નાસ, ઢીંગા મસ્તી
ગુનો(ના) અપરાધ વાંક,
માફ(ના) ક્ષમા જવા દેવું
ચાકરી(ના) સેવા. [તે
ટાળીશ(ક્રિ) મટાડીશ.
શેખી=પતરાજી, વડાઈ
વન (ના) રાન, જંગલ
ગરીબડો=કંગાળ, રાંક.
ભોળે(વિ) ગાંડો, નાદાન.

પાઠ ૮૫ મો.

હાજર(ના) તૈયાર.
તરણું(ના) તખલું.
વળાવશે (ક્રિ) કરશે.
દાસ (ના) ચાકર, સેવક.
જાળ (ના) ફાંદો.
છુટાયુ(ક્રિ) નીકળાયું.
અકળાયો(ક્રિ) ગભરાયો.
બુમ(ના) પોકાર, ઘાંટા.
બદલો(ના) અવેજ, પાડ.
કાતરી(ક્રિ) કરડી.
પ્રસંગ(ના) વખત સમય

પાઠ ૮૬ મો.

સાંઠીયા=કરાંઠ, સોટીઓ
રેસા(ના) દોરે ફુંચાં.
બેગા(ના) કાઠા, કરચાં.
સુતળી(ના) સણના રેસાની દોરી.
ટાટપટી=સુતળીના [illegible]

દીવાશળી (ન) દીવા ક-
રવાની સળી.
માણસ પૂર (વિ) માણ-
સ જેવડા. માથોડા પૂર
ઝાઝા (વિ) ઘણાં, બહુ.
ઊપાડી (ક્રિ) ઊચકી.
મરડીને (કૃ) આમળીને.

પાઠ ૮૭ મો.

શિઆળના (ન) શિઆ-
ળનાં બચ્ચાં.
ભુગળાં (ના) નળાં.
વાઢ (ના) શેલડી ઉગે
લી તે જગો- ખેતર.
પોલ (ના) ખોલ, ગુફા,
ખંડેર.
ખંડેર (ના) ખંડિયેર.
મેદાન (ના) લાંબાં પો
હોળાં- ખુલ્લી જગો.
ચોરીથી (ના) છુપકીથી.
ટોળું (ના) જથો.
મુએલાં (કૃ) મરે. ગએલાં.
મુડદા (ના) મરધાં.
નુકસાન (ના) બિગાડ.
હેરાન (વિ) એખમાં.

પાઠ ૮૮ મો.

લોભીઓ (ના) લાલચુ
માણસ.
જમણવાર=ન્યાતવરો.
પડપુછ (ના) તજવીજ,
તલાસ.
લાભ (ના) ફાયદો. નફો.
તપેલાં (ના) પાતેલાં.
સંભાળી (કૃ) સાચવી,
તપાસી.
વિયાય (ક્રિ) જણ્યાં.
બચ્ચાં (ના) છોકરાં.
ભૂલથી (ના) ગફલતથી

પાઠ ૮૯ મો.

ખુનારા (ના) ખુના લેનારા,
સમજાવી નહિ જનારા.
નાદાન (વિ) ઘેલો, અણ-
સમજુ.
આદમ (ના) માણસ.
ફરીને (અ) બીજીવખત
નાત=જમણવાર, વરો.
ખપ (ના) જરૂર, કામ
ચુપ (ના) મુગો, અબોલો
વસત (ક્રિ) રેહેતા.

પાઠ ૯૦ મો.

ફેર (ના) તફાવત ફરક.
ભીંડી (ના) શણને મળતી
જાત.
વાણ (ના) ભીંડીના રેસ
ના દોરી.
ગરીબ (વિ) પેસા વગર-
ના, રંક, નિર્ધન.
ટકાઉ (વિ) મજબુત

પાઠ ૯૧ મો.

ખુંધ-ઢેકો, મેટો ટેકરો.
રણ (ના) રેતાનુ મેદાન.
રેતાળ (વિ) રેતીવાળી.
ચરબી (ના) જનાવરના
ચામડાના પાતળા પડ-
માથી જે ચીકણી ઘી
જેવી વસ્તુ નીકળે તે.
સંદેશા=સમાચાર, કેણ
પોષણ (ના) ગુજરાન.
મુસાફર (ના) ગાડીએ કે
પગે ચાલતા એક દેશ-
થી બીજે દેશ જવું તે.
સાંઢણી (ના) ઊંટની માદા
(ઝડપથી ચાલનારૂં
ઊંટ.)
તરેહવાર=અજબરીત
નું, ઓર તરેહનું.

ઝડપ=તાકીદ,ઉતાવળ.
બાવળીઓ(ના)બાવળ-
 ના કાંટાનું ઝાડ.
સંકડાઇ(કૃ)સંકોચાઇને
 દબાઇને.

પાઠ ૯૨ મો.

વનસ્પતિ(ના)લીલોતરી
વેલા(ના)ભોંપર પથ
 રાતો છોડ.
બટાટા(ના)આલુબડા.
તાંદળજો= તાંદળીઆ
 નીકેચોલાઇનીભાજી.
સુરણ=એક જાતનોકંદ
મેથી(ના)મેથીનીભાજી
રતાળુ=એકજાતનોકંદ.
તળવું(ક્રિ)તેલ માં વઘા-
 રવું.
પોઇ(ના)પોઇની ભાજી
સકરીઆં(ના)મીઠોકંદ
અળવી = અળવીની
 ભાજી.
બાફીને(ક્રિ) પાણીમાં
 રાંધીને.
કુમળા=નરમ, સુંવાળા.
ચડે(ક્રિ)પકાય,રંધાય.

પાઠ ૯૩ મો.

સેકટો(ના) સરગુઓ.
અગથિઓ(ના)અગથિ
 આના ફુલનું ઝાડ.
કડો=કડાના ફુલનુંઝાડ
લીલવા(ના)મીંચદાણા
ફોલીને(કૃ) છોલીને.
સુધાં(અ) સાથે.
રીંગણાં(ના)વેગણાં.

પાઠ ૯૪ મો.

પાર(ના)સામોકીનારો.
માછી(ના)ઢીમર માંછ-
 લા પકડનારો.
સઢ(ના)ખાદીઓ બાંધી
 સાકટી સાથે સીવીને
 વાહાણ ચલાવવા
 સારૂ બાંધેલી તે.
ખારવા(ના)ખલાસી.
મછવા(ના) નાનીહોડી
હંકારવું=પાણીમાં ચ-
 લાવવું.
સીધું=ખાવાનું, બધુ
હલેશાં(ના)ચાટવા.
સામાન(ના) ચીજો.
તોપ(ના)મોટી બંદુક.
ચાદરો=ખાદીનીપીછોડી
ભાગ્યે=મુશકેલાઇથી
સમાઇ(ક્રિ)માઇ,

પાઠ ૯૫ મો.

રીંછ(ના)બીયામણું બા
 લવાળુ જાનવર.
બિયામણું(વિ)ભયંકર.
મધમાખ(ના)મધકરના
 રી માખી.
મધપૂડો(ના)મધ માખ
 નો પુડો.
મજબુત(વિ)જોરાવર.
ભાવે(ક્રિ)સ્વાદ લાગે.
રાની(ના)જંગલમાની.
ભોગ (ના) કમબખ્તી.
ચટકા(ના)ડંખ.

પાઠ ૯૬ મો.

ભચરડીને(કૃ)કચરડીને
જવલે=કોઇ વખત.
ભમતાં (કૃ)ભટકતાં.
થાક(ના)મેહેનત,શ્રમ.
પીઠ(ના)બરડો,[illegible]

પાઠ ૯૭ મો.

હલકી=થોડી [illegible]

મેળવણી(ના)મેગ.
કંસારા(ના)ધાતુનાંવા-
સણ બનાવનારા.
કલાઇઘડા(ના) કલાઇ-
નાંવાસણબનાવનારા.
ખાલી(કૃ)રાખી.
વાળીયે(ક્રિ) મરડીએ.
દોહણી(ના) કળશીઓ,
છાસની તામડી.

પાઠ ૯૮ મો.

ગોળીઓ(ના) સીસાની
બખોટા.
છરા(ના)નાનીનાનીશી-
સાની ગોળીઓ.
બંદુક(ના)નાની તોપ.
કાંતીલોઢું=ચીનાઇ લોઢું
વોહોરા(ના)ફારાલેકો.
કાંસુ(ના) એક જાતની
બરડ ધાતુ.

પાઠ ૯૯ મો.

રૂત(ના)મોસમ,વખત.
કુંપળ=કુણગો, અંકોર.
મોહોર (ના) આંબાનાં
ફુલ.
ટેટી(ના)ખડબુચાં.
આંબાગાળો=કેરીગા-
ળો કેરીનો રસ કાઢી-
ને જમવાસારૂ બાઈ
બાંડું જમવા તેડવાંતે
તરબુચ(ના)એક જાતનું
રસદારભુરા કોળાજે-
વું મીઠું ફળ.
કલોલ(ના)ચેનબાજી.
ટહુકા(ના)મધુર શબ્દ-
થી બોલવું તે.
રાએણ(ના)લીંબોડીના
જેવા મેવા.
બફારો(ના)પર્સાનો.
કોયલ(ના)કાળુ મધુર
રાગનું પક્ષી.

પાઠ ૧૦૦ મો.

ઘમઘોર(વિ)ચડી આ-
વેલું તે, ઘેરાઇગયલું
વીજળી(ના)વીજ.
ચમકારા(ના) ઝમકારા.
કડાકા(ના)અવાજો.
ગર્જના(ના)ગડગડાટ.
કાટકો(ના)મોટો અવા-
જો.
પુર(ના)ભરતી,રેલ, પા-
ણીનું આવવું.
હેલી(ના)ઝડી. વરસાદ
બે ચાર દિવસ સામ-
ટો આવે તે.
દુકાળ(ના)અનાજ પા-
ણી નહી મળે એવો
વખત, કરી મોંઘવારી.
તર(ક્રિ)તરપત થાયછે.
બરાબર પલળેલી.

પાઠ ૧૦૧ મો.

કપાસિયા=કપાસનાંબી
ઠુંઠવાવું=ટાઢે સીકડાવું.
કાલાં=કપાસનાં જીંડ-
વાં.
ડગલી(ના)નાની બંડી
અંગરખી.
હીમ(ના)ટાઢ ઠંડ.ઠાંઠસ
તેજાનો(ના)મશાલો.
સગડી(ના)કાણાં કાણાં
વાળુ માટીનું દેવતા
રાખવાનુ વાસણ.
કુંડાળુ=ગોળ ચકરડું.
તાપણું=ઘાસ ખરાંડા
વગેરે કરાઠીને બળતુ
મહા મહા=ઘણું ઘણું.

પાઠ ૧૦૨ મો.

દુશમન(ના)શત્રુ, વેરી.

ચુડા=ગ.યડો એ હાથે પેહેરેછે તે.

રમકડાં(ના)બાળકને રમવાની ચીજો.

ઉપાડે(ક્રિ)ઉચકે.

અટપટી(વિ) અઘરી. છુટે નહી એવી.

### પાઠ ૧૦૩ જો.

છત=સીલોક,સંઘરો.

ભઠી(ના)દેવતાનો આરો

ગોતર(ના) અનાજનાં છાનાં છાતરાં વગેરે.

કમવું=ગાળવું,ગુંથવું

લોંદો=લપકો,લચકો

ગાગા(ના)ઝીણી રેત.

ચોકઠું=ચોખડો સંચો

અસગ(અ)અતરંગ હાલે નહીં એમ.

જરૂર=પરવા,દરકાર.

### પાઠ ૧૦૪ મો.

કોલ(ના)કેલ, છો, કેમાટીન પલાળાને ગારો કરેલો તે.

મટોડું=ચીકણી માટી.

આધારે(ના)આશરે.

### પાઠ ૧૦૫ મો.

ખલાસી(ના)ખારવા.

વેહેરવું(ક્રિ)કરવત વતે ચીરવું, પાટીઆં પાડવાં.

કામડાં(ના)વાંસને ચીરીને બે ભાગ કરેલા તે.

કરાર(ના)લાકડાં વેહેરનારો.

મોતીઆં(ના)નેવાં આગળની લાંબી લાકડાની પાટલી.

સરડવું(ક્રિ)કામડાં ભરી લેવાં.

પકવાસા(ના)લાકડાની પાતળી ચીપો.

વળી(ના)સાકટી.

ભારોટીઆ(ના)પાટડા

લગ(ના)ગ.સાકટો.

ઢાળ(ના)નીચો ઢોળાણ.

પાદાઆં=જાડાસાકટા

### પાઠ ૧૦૬ ઠો.

ઓજાર(ના) હથીઆર.

કોહોડ=લુહારની પેટી.

ગજવેલ(ના)ખરૂંલોડું.

અંન=અનાજ, દાણા.

એરણ(ના)જેના ઉપર સોની, લુવાર વગેરે ટીપેછે તે.

ધમણ(ના)દેવતા સરગાવવાને ફુંક મારવાની ચામડાની ગુણ.

કોશ(ના)નરાજ.

ખરડા(ના)ચાપડા.

સામાન(ના)ચીજો.

પાળી(ના)ચપ્પુ, છરી.

### પાઠ ૧૦૭ મો.

ઠેઠ(અ)છેક.

સાંમા(ના)તંગી,વાંધા.

નિરાશ(વિ)ના ઉમેદ, આશાભંગ.

ગબડવું(ક્રિ)ઢળી પડવું.

સાંકડા(વિ) નાનો.

નાકાલ=છુટકો, તોડ.

નાસમ(વિ)અઘરો.

અડોઅડ(અ)પાસે પાસે

ડુંગર(ના) મોટો ટેકરો.

ટેકરા(ના)નાનો ડુંગર.

ચોતરફ(અ)આસ પાસ ચારેબાજુએ.

માર્ગ(ના) રસ્તો રાહ.

કદાપિ(અ)કોઇ વખત.

પાઠ ૧૦૮ મો.

તમાશો(ના)ખેલ.રમત.
ચતુરાઈ(ના)ડાહાપણ.
વખાણવું(ક્રિ)તારીફ કરવી, સારૂ કેહેવું.
અંતે(અ)છેલ્લે છેવટે.
વાળ્યો(અ)મરડ્યો.
સંકડાઇને(ક્રિ)સંકોચાઈને, દબાઈને.
સમજણ=સમજબુદ્ધિ.
હઠ(ના)જીદ,મમત.
જીવ=પ્રાણ, આતમા.

પાઠ ૧૦૯ મો.

જીંડવાં(ના) ડોડવા.
રેંટીઓ(ના)રેંટ.
ચરખો(ના)કપાસમાંથી કપાસિયા સાથ રૂ જુદા પાડવાનો નાનો રેંટીઓ.
ખાદી(ના) દોટી, જાડું કપડું.
સુતરાઉ=સુતરનું બનેલું.
મલમલ(ના)ઝીણું ઊંચુ કપડું.
પોત(ના) કુમાશ.
જગંનાથી(ના)એક જાતનું ઝીણું લુગડું.
માદરપાટ(ના)સફેદ ઘટ્ટ કુમાશદાર લુગડું.
છૂટા(વિ)જુદા,નોખા.
બાસ્તું(ના)એક જાતનું કપડું.

પાઠ ૧૧૦ મો.

બિંબ(ના)કીરણ.
નાલાશ(ના)ગતાશ.
કરોડ(વિ)સો લાખ.
ગાઉ(ના)કોશ.
તેજ(ના)નુર, ચળકાટ.
ઝાડપાલો(ના)ઝાડનાં ઝીણાં પાદડાં
ગરમી(ના)તાપ.

પાઠ ૧૧૧ મો.

ચંદ્રમા(ના)ચાંદ,ચાંદો.
અજાયો(ના)વાકાકાપો, આવાં. ( ) )
દર્પણ(ના)આરસો.
પુનેમ(ના)પંદરમી તિથિ
અમાસ(ના મહિનાનો છેલ્લો દિવસ.
પૃથ્વી(ના)ગ્રહનું નામ દુનિઆ.
મુદલ(વિ)બીલકુલ જરા

પાઠ ૧૧૨ મો.

ઘડીઆળ(ના) વખત જાણવાનો સંચો.
મધરાત(ના)અરધીરાત
કલાક(ના)૨॥ ઘડી.
અંગ્રેજી=અંગ્રેજ લોકનું
અવર(ના કલાક.
મિનિટ(ના) ૨॥ પળ.
ભાગ=હિસ્સો, પતી.

પાઠ ૧૧૩ મો.

આભલાં(ના)વાદળાં.
ગ્રહ(ના) સ્થિર તેજના તારો.
ગલદ=ત ઝાણ,કસદાર
અજ્ઞાની(વિ)વેહેમવાળા ભોળા, સમજણ વગરના.
શક્તિ(ના)જોર, બળ.
સેંકડો(વિ)ઘણા, હજારો.
એકાદ=એક,કોઈ પણ.
નવુંજુનું=ફેર ફાર, આફત,જોખમ,ફજારેજ.

પૂછડીઆ=પૂછડીવાળા

**પાઠ ૧૧૪ મો.**

મેલીએ(ક્રિ) મૂકીએ.
ઓછું(વિ)થોડું, જરાક.
વરાળ=બાફ, શેવાળ.

**પાઠ ૧૧૫ મો.**

મેહ(ના) વરસાદ,મેઘ.
તરશે(ક્રિ)શોષે.
કૃપા(ના)મેહેરબાની
ઘટેછે (ક્રિ)લાયકછે.

**પાઠ ૧૧૬ મો.**

સર્વવ્યાપક(વિ)બધે ફેલાયલો, બધે ફરતો.
આભાસ(ના)ઉજાસ.
ખોળવું(ક્રિ) શોધવું.
અંતર=દિલ,ભીતર.
આકાશ=વાદળ,ગગન.
ચાસ (ના) હળે કરીને ખેતરમાં જે લીટા પાડેછે તે.
કણું(ના) રજકણ.
વિશ્વપતિ(ના) જગતનો ધણી.પ૦મેશ્વર.
આસપાસ=આસેપાસે
વાસ(ના)રેહેઠાણ,મુકામ
ઘાટ(ના)વેતરણ,તાડ.
તાત(ના)બાપ,ધણી.
જગતકર્તા(ના) જગતનો બનાવનાર ઈશ્વર.
ઠાલું(વિ)ખાલીઅમથુ

**(કવિતાની સમજુતી.) (૧૬.**

આપણી આસેપાસે આકાશમાં ને ઘાસ તથા ચાસની પાસેપણ પરમેશ્વરછે, એવું મનમાં જણાયછે.(૧) આપણે ભોંયતળીઆં નીચે ભોંયમાં પેશી કંઈ છુપી વાત કરીને મનમાં કાંઈ ઘાટ રચીએ (દગાનો કે કોઈને મારવાનો.) તે બધુ જગતનો બનાવનાર ઈશ્વર જાણેછે.(૨). એક જરા જેટલીરજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએ, તો કેથેપણ પરમેશ્વર વિના કાંઈ જગ્યા ખાલી માલમ પડતી નથી.(૩).

---

**પાઠ ૧૧૭ મો.**

શ્વાસ(ના)દમ,સાસ.
નાડી(ના)નાડ, ધ્વની.
મુડદુ=લોથ,લાસ,મબ.
અણસમજુ(વિ) વગર સમજના, નાદાન.
ખાતરી(ના)નાશા,ખાતરજમા.

**પાઠ ૧૧૮ મો.**

ભાવ(ના)હોંશ, ઉમંગ.
કુંડી(ના) નહારી, માઠી.
ઠાઠ(ના) ભપકો, દોર.
ઠાલો=ખાલી અમથો.
ભેદ(ના)કારણ, પડદો.
આળ=તોહોમત, બટો.
છળ(ના) દગો, કપટ.
છૂપાવવું=છાનુંરાખવું.
શોધ(ના) [illegible]

પળી(ન)ધોળા બાગ પરીઆં, સફેતી.
રૂડી(વિ)સારીમઝાની
ઠગાઈ(ના) ઠગબાજી, છળભેદ.
ખડેલું(કૃ) આખડેલું.
ડાઘ=કલંક, દુખણ, એબ
ગળી(ના)નામોચી.(એક જાતનો કાળો રંગ.

## (કવિતાની સમજુતી). (૧૭).

હું તમને સુએ સારી શીખામણ શીખવું તે ધ્યાનમાં લો, પણ નઠારા લોકની નઠારી શીખામણ માનો નહી; ઉમંગથી ભણો ને છુપી વાતના ભેદ મનમાં સમજો, ને હે બાળકો એ વાતની અરે તમે મનમાં રાખો.(૧) નઠારી ચાલ ન ચાલો ને સારી ચાલ ચાલો, ને ઠગબાજીનો ખાલી હોય તમે મુકી દો; કોઈનું ઘરેણું રસ્તામાં પડેલું કેથે આખડેલું હોય, તે તમને જડે તો તુરત જઈન કહોકે હમને જડેલું છે.(૨) જે માણસ કપટથી કે હીકમતે કોઈને છેતરીને વાત છાની રાખે, તો તેથી તેની આબરૂ ઘટે ને લોકોમાં કાળી ટીલી આવે; પછી જ્યાં સુધી સફેદ પળીઆં આવે (મરે ત્યાં સુધી) તે ગળીનો ડાઘ કમે કરયો છુટતો નથી, એટલે (કાળીટીલી) આવી હોય તે મટતી નથી. (૩).

---

### પાઠ ૧૧૯ મો.

વસ્તુ(ના) ચીજ.
પ્રાણી(ના) જેને જીવ છે ને જે અહીંથી તહી ફરી શકે છે તે.
મુલક(ના) દેશ.
સૌધા(વિ) સઘળા, બધા.

### પાઠ ૧૨૦ મો.

ગળપણ(ના) મીઠાસ.
મોગરો(ના) એક જાતનું સફેત ખુશબોદાર ફુલ
ચંબેલી(ના) એક જાતનું સફેત ફુલ.
સુગંધી(વિ) વાસસોડમ
સાધારણ(વિ) વચલા વાંધાની, મધ્યમ.
સોરમ=સુગંધ, ખુસ્બો
પુરૂષ(ના) મરદ, ભાયડો
ભલમનસાઈ(ના) દાનાઈ માલમાઈ, ભલાઈ.
પોચાઈ(ના) નરમાસપ-

### પાઠ ૧૨૧ મો. ણું.

રસળવું(ક્રિ) મટકવું.
વાણોતર(ના) ગુમાસ્તો, મેહેતો.
ઉપરાણી(ના) આપેલા પખવાની માગણી.

પીતાંબર(ના)ઊંચું રેશમી ધોતીઉ.
જાન(ના)ગામડેજવાનો લગનનો વરઘોડો.
નુકશાન (ના) બિગાડ
દળામણાં(ના)લોટદળવાનું. મજુરીનું કામ
વેલા(ના)આપદા,વિપત
કાપડીઓ(ના)દોરી વાણીઓ;કાપડ વાળો.
જુજ(વિ)હલકા, થોડો.
પગાર=મુસારોમહિનો.
માલ (ના) સોદો.
વાયદો(ના) ઠરાવ. ઠેરવેલો દાહાડો.

### પાઠ ૧૨૨ મો.

અંબરખ(ના) એકજાતનો સફેત પારદર્શક પડવાળો પથર.
મદારી(ના)ખેલકરનારા બાજીગર, નટલોકો.
નીસર્યા(ક્રિ)નીકળ્યા.
સોંઘા (વિ) સસ્તા.
હર(વિ)દર,એકેક,
મગન(ના)ખુશ.
લેખણ્યું(ક્રિ) ગણ્યું, ગણકાર્યું.
મજા(ના)રમૂજ,ગમત.

### પાઠ ૧૨૩ મો.

ગૃહસ્ત(ના) મોટા કુળનું આબરૂદારમાણસ.
સમાલવા(કૃ)તપાસવા.
ભીડાભીડ(ના) કચડાકચડી.
ચંપાઈને(કૃ) દબાઈને.
ચાંપેલું (કૃ) દાબેલું.
પાડોશી (ના) પાસેના ઘરમાં રેહેનારા.
ઉદાસ (વિ) દલગીર.
વાંકે(વિ) ઝાંખે, ઝખવાણે.
રજા(ના)છુટીઘરતરફ
ઠપકો (ના) દોષ.
ફેરો(ના) ચક્કર, આંટો.

### પાઠ ૧૨૪ મો.

સ્વર(ના) અથી આં સુધીમાંનો ગમે તે એક અક્ષર.
બારાખડી (ના) પદ.
તોતડા (વિ) બોબડા.
વ્યંજન(ના) કથી ળ સુધીમાંનો ગમે તે એક અક્ષર.
જોડાક્ષર(ના) જોડેલા અક્ષરો.
અતડું (વિ) ખરાબ, તોછડું.
શબ્દ(ના) બોલ.

### પાઠ ૧૨૫ મો.

ભાન(ના)અકલ, સમજ.
ટેરવું(ના) ટેભુ, અણી.
અવાળુ (ના) અગાડીના ઉપલા દાંત ઉપરની સુંવાળી જગો.
સ્પષ્ટ(ના)ખુલ્લુ, સાફ.
વાક્ય (ના) બે અથવા તેથી વધારે શબ્દ એકઠા થવાથી જે ઇમારત બંધાય છે તે.
અડાડીને(કૃ)અટકાડીને
ઉઘાડવુ(કૃ)ખુલ્લુકરવું.

### પાઠ ૧૨૬ મો.

કાળજી(ના)ધ્યાન, નીઘેબાની, ચેટક.
કબૂલાત(ના)કરાર,વચન.

મુચરકો(ના) કબુલાતનો લેખ. દસ્તાવેજ.
મળી(વિ)મેળવી.
વિરામચિન્હ(ના)વિસામો લેવાની નિશાની
અટકવું(ક્રિ)થોભવું.
ટપકું=ઝીણું મીંડું,બિંદુ
ગુનેગાર(ના)અપરાધી
દરજી(ના)મેરાઈ સુઈ.
ચોખું(વિ)સાફ, ખુલ્લું.

પાઠ ૧૨૭ મો.

જવાબ(ના)ઉત્તર.
સંભાળ=તપાસ,નીઘા.
ઢબ(ના)રીત,છટા.
પ્રત્યેક=દરએક,હરએક
શુદ્ધ(વિ)ખરો,સાફ.
ઉતાવળ(અ) તાકીદ.
માહાતરો(ના)આક્ષેપ.
નિયમ(ના)ધારો.કાયદો.
સાટી(ના)સાદ,સોર.

પાઠ ૧૨૮ મો.

બાળબોધ= બ્રાહ્મણી.
લીપિ(ના)ભાષા,બોલી
અનુસ્વાર=મીંડું, બિંદુ.
ગુજરાતી=ગુજરાતની.
સલંગ=આખી, બધી.
ધર્મપુસ્તક=ધર્મની વાતની ચોપડી.
મૂળાક્ષર(ના)પેહેલાસરૂઆતના શીખવાના દસ્કતો.
ધોરણ(ના)રીત, રસ્તો.
બ્રાહ્મણી(ના)બાળબોધ
બોલી(ના)ભાષા,લિપિ.
ઓળખવાને(ક્રિ)પીછાનવાને, જાણવાને.

પાઠ ૧૩૦ મો.

ઇનામ(ના)શીરપાવ,ખુશી બદલ કાંઈ બક્ષીસ આપવું તે.
વિશ્વાસ(ના)ભરોસો.

પાઠ ૧૩૧ મો.

મુસ્કેલ (વિ)અઘરૂં, મુશીબત.
ઉમેરવી(ક્રિ) વધારવી.
જોખવું(ક્રિ) તોળવું.

પાઠ ૧૩૨ મો.

ચતુર(વિ)શાણો ડાહ્યો.
ઝવેરી(ના)હીરા, માણેક વગેરેનો વેપારી.
ઝવેરખાનું(ના હીરા માણેક, મોતી વગેરેનો ભંડાર ભરેલો તે.

પાઠ ૧૩૩ મો.

ધનવાન(વિ) પૈસાદાર.
ઢંગ(ના)ઢોંગ. ધતુંગ.
ફોસલાવી(ક્રિ) પટાવી. સમજાવી.
ફકીર(ના) સાંઈ, ભીખમાગનારો.
ધમકાવીને (ક્રિ) ધુરકી આપીને,ધમકીદઈને.

પાઠ ૧૩૪ મો.

ભાળ્યો=દીઠો,જોયો.
કાગ(ના) કાગડો.
પાખાળો(વિ) પાખવાળો.
રૂપાળો=સારો, મધુર.
ભોળું(વિ)નિખાલસ,કપટી નહી તે.
ખળ(વિ)લુચ્ચું, કપટી.
લક્ષણ=ગુણ, આચરણ.
દીસેછે(ક્રિ)દેખાયછે.

## (કવિતાની સમજુતી). (૫)

ઝાડપર માળો બાંધતા બેઠો એવા એક કાગડાને જોયો, તે બે પાંખવાળો બોલતો હતો, પણ તેનો રાગ સારો હતો નહી.

| પાઠ ૧૩૫ મો. | તરેહ(ના)ગત, પ્રકાર. | મેળવી(ક્રિ) સરખાવી, |
|---|---|---|
| આંકડા=અંક, નંબર | પુસ્તક=ચોપડી, ગ્રંથ. | મુકાબલો કરી. |

---

## ભુગોળ વિશે.

### (દિશાઓ.)

સવાલ—છોકરાઓ બોલો તો દિશાઓ કેટલી છે ?
જવાબ—દિશાઓ ચાર છે: ઉત્તર, દક્ષિણ, પુર્વ ને પશ્ચિમ.
સ—દિશાઓ કેમ પારખવી તે તમે જાણોછો?
જ—હાજી, સુરજ ઉપરથી, સુરજ ન દેખાતો હોય તો ધ્રુવના તારા ઉપરથી; અને તે તારો પણ નહી દેખાતો હોયતોવહાણના હોકાયંત્રથી.
સ—પુર્વ અને પશ્ચિમ દિશા કેમ જાણીએ ?
જ—જેણીગમ રોજ સુરજ ઉગતો હોય તે પુર્વ દિશા, અને સાંજે આથમતો હોય તે પશ્ચિમ દિશા જાણવી.
સ—ત્યારે ઉત્તર અને દક્ષિણ દિશા કેમ જાણીએ ?
જ—આપણે પુર્વ દિશા તરફ મોં કરીને ઉભા રેહેવું, તો જેણીગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર, અને જેણીગમ આપણો જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.
સ—ત્યારે હોકાયંત્ર અને ધ્રુવના તારાએકરીનેદિશા શી રીતે જણાય?
જ—હોકાયંત્ર એટલે વાહાણનો હુકો તે મોટા વાહાણોમાં ખલાસીઓ

રાખેછે, તે અંધારી રાતે તેમને બહુ કામ લાગેછે. તે હોકાયંત્રની શોય હમેશાં ઉત્તર દિશા તરફજ રેહેછે, તેમ ધ્રુવના તારાએ પણ ઉત્તરે દિશાએ હંમેશા ઉગેછે. એ રીતે ઉત્તર દિશા જણાઈ એટલે પછી બીજી દિશા જાણવી સેહેલછે. એટલું યાદ રાખી મુકવું કે ઉત્તરની સામી દક્ષિણ દિશા, અને પૂર્વની સામેની પશ્ચિમ દિશા છે.

(પૃથ્વી.)

સ—પૃથ્વીનો આકાર કેવો છે?
જ—પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે.
સ—આપણે કેમ જાણીએ કે ગોળ દડા જેવો છે?
જ—જે લોકો પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા ફરીઆવ્યાછે, તેમનાથી

કારણો સાથે સાબિતી થઈ ચુકીછે તેથી જાણીએ છીએ કે પૃથ્વીનો આકાર ગોળ છે.

સ—પૃથ્વી ગોળછે તેની સાબિતીનાં કારણો બતાવો!
જ—હાજી, તે સાબિતીનાં કારણો બહુછે. ૧લું તો એકે લોકો વાહાણમાં બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવામાટે નિકળેછે, અને પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા કરેછે તો જ્યાંથી તેઓ પેહેલાં નીકળ્યાં હોય ત્યાં પાછા આવેછે. ૨જું જ્યારે ચંદ્ર ગ્રહણ થાયછે ત્યારે એકતરફ પૃથ્વી અને એક તરફ ચંદ્ર રેહેછે. તે વખતે પૃથ્વીની જે છાયા તે ચંદ્ર ઉપર ગોળ આકાર માલમ પડેછે. ૩જું દક્ષિણ દિશા તરફથી ઉત્તરદિશા તરફ લોકો જાયછે તો ઉત્તર ધ્રુવ નક્ષત્ર ઉંચુ દેખાતું જણાયછે. ૪થુ પૃથ્વીના બધા દેશોમાં સુરજ બરાબર વખતે ઉગતો નથી કોઈ દેશમાં વેહેલો, ને કોઈ દેશમાં મોડો કોઈ દેશમાં સહવાર પડેછે તોકોઈ દેશમાં બપોર થાયછે; કોઈ દેશમાં બપોર થાયછે તો કોઈમાં રાત પડેછે ત્યારે તેનું કારણ પણ પૃથ્વી ગોળ છે તેથી છે.

સ—પૃથ્વીનો પરિઘ કેટલા માઇલછે?
જ—આસરે ૨૫૦૦૦ માઇલ.
સ—પૃથ્વીનો વ્યાસ કેટલા માઇલ છે?
જ—આસરે ૮૦૦૦ માઇલ.
સ—પૃથ્વીની સપાટી કેમ બની છે?
જ—પાણી અને જમીન વડે.
સ—પૃથ્વી ઉપર પાણી કેટલું છે ને જમીન કેટલી છે?
જ—જો આખી પૃથ્વીના બરાબર ત્રણ ભાગ કરીએ, તો તેમાંના બેભાગ કરત વધારે પાણી છે, અને બાકીની જમીન છે.

વ્યાખ્યા.

સ—છોકરાઓ બોલો તો તમે નકશા જોયાછે, નકશા તે શું?
જ—હાજી, નકશા એટલે આખી પૃથ્વી કે તેનો કોઈ ભાગ, કે દેશ કે શેહેર વગેરેનો જે નમુનો તે.
સ—દેશ કોને કહીએ?
જ—જેમાં ઘણાએક પ્રાંતો, ઇલાકા વગેરે આવેલા તે.
સ—પ્રાંત કોને કહીએ?
જ—જેમાં ઘણાંએક સંસ્થાન, જીલ્લા, તથા માહાલ આવેલા તે.
સ—ઇલાકો એટલે શું?
જ—જેમાં ઘણાંએક શેહેરો તથા ખંડિઆ મૂલકો આવેલા તે.
સ—જીલ્લો કોને કહીએ?
જ—જે ઘણાંએક પ્રગણાંઓ મળી થયલો તે.
સ—પ્રગણું એટલે શું?
જ—જેમાં નાનાં નાનાં ગામો ઘણાં આવી એક તાલુકો બંધાયલો તે.
સ—ગામ કોને કહીએ?
જ—જ્યાં કે થોડાંક ઝુપડાં (ઘર) ની વસ્તી હોય તે ગામ.
સ—ત્યારે ગામડું કોને કહીએ?

જ—જ્યાં ઘણાંજ થોડાં ઝુપડાં જેવા ઘરની વસ્તી હોય તે.

સ—તાલુકો એટલે શું?

જ—તાલુકોનો જે પ્રગણું કરીને કેહેવાય છે તે.

સ—કસબો કોને કહીએ?

જ—પ્રગણાનું જે સૌથી મોટું ગામ તે કસબો.

સ—શેહેર કોને કહીએ?

જ—જ્યાં મોટા મોટાં છોબંધને હારબંધ ઘરો બાંધેલાં હોય, અને જ્યાં સારાં સારાં ચૌટાં તથા બજાર હોય ને જ્યાં ધમ ધોકારે સારો વેપાર ચાલતો હોય તે.

સ—બંદર એટલે શું?

જ—નદી કે દરિઆ કાંઠે વેપારના મથકનું જે શેહેર આવેલું તે.

સ—રાજધાની એટલે શું?

જ—રાજગાદીનું જે મોટું શેહેર તે.

સ—સંસ્થાન એટલે શું?

જ—રાજાઓના વસાવેલા જે નાના નાના ખંડીઆ મૂલક તે.

સ—પૃથ્વી ઉપર પાણીના કયા કયા ભાગો થયલાછે?

જ—નદી,સરોવર,અખાત,ઉપસાગર, સામુદ્રધુની, સમુદ્ર,માહાસાગર.

સ—પણ પાણીના મોટા ભાગો કેટલાછે,અને તે દર એકને શું કહેછે તેનાં નામ દો?

જ—તે પાંચછે, અને તેમાંના દર એકને મહાસાગર કેહેછે તેમનાં નામ; ઉત્તર માહાસાગર, દક્ષિણ માહાસાગર, આટલાન્ટીક માહાસાગર, પાસિફીક, અને હિંદી માહાસાગર.

સ—પૃથ્વી ઉપર જમીનના કયા કયા ભાગો થયલાછે?

જ—બેટ, સંયોગી ભૂમી, ભૂશીર, દ્વિપકલ્પ, અને ખંડ.

સ—પણ જમીનના સૌથી મોટા ભાગો કેટલા થયલાછે, અને તે દર એકને શું કેહેછે તેનાં નામ દો?

જ—તે ચારછે, અને તેમાંના દરએકને ખંડ કેહેછે તેમનાં નામ; યુરોપ, એશિયા, આફ્રિકા, અને અમેરિકા. એ શિવાય એક પાંચમો ખંડછે તેને "આસ્ત્રેલેશિયા" કરીને કેહે છે.

સ—અમેરિકા ખંડના કેટલા ભાગ થયલા છે?

જ—બે, ઉત્તર અમેરિકા ને દક્ષિણ અમેરિકા.

સ—નદી કોને કહીએ?

જ—જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળીને ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળેછે તે.

સ—સરોવર કોને કહીએ?

જ—આસપાસ ચોતરફ જમીન આવેલી ને વચમાં પાણી તે.

સ—અખાત કોને કહીએ?

જ—જમીન ઉપર ઘણો લાંબો ગયલો સમુદ્રનો જે ફાંટો તે.

સ—ઉપસાગર કોને કહીએ?

જ—અખાતનું મોં પોહોળું થયલું તે.

સ—સામુદ્રધુની તે શું?

જ—જે સાકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધેછે તે.

સ—સામુદ્રધુની ને સરોવરથી ઉલટું શું?

જ—સામુદ્રધુનીથી ઉલટું સંયોગભુમી, અને સરોવરથી ઉલટું બેટ.

સ—સમુદ્ર, સાગર કે દરિઆ કોને કહીએ?

જ—માહાસાગર કરતાં નાનો જે પાણીનો ભાગ તે.

સ—ત્યારે માહાસાગર એટલે શું?

જ—માહાસાગર એટલે મોટો સાગર અથવા દરિયો; પૃથ્વી ઉપર ખારા પાણીના પાંચ ભાગ કીધા છે તેમાંનો જે એકેકો ભાગ તે.

સ—બેટ કોને કહીએ?

જ—ચોતરફ ફરતું પાણી, ને વચમાં જમીનનો ભાગ તે.

સ—સંયોગી ભુમી એટલે શું?

જ—સાંધનારી જમીન; (જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધેછે તે.)

સ—ભુશીર, ભુશનાકા, અથવા કેપ કોને કહીએ ?

જ—જે જમીનની અણી લાંબી વધીને સમુદ્રમાં ગએલી તે.

સ—દ્વીપકલ્પ કોને કહીએ ?

જ—જે જમીનનો ભાગ આસપાસ ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીનથી વીટાયલો તે.

સ—ખંડ કોને કહીએ ?

જ—જમીનના મોટા ભાગ જેમાં ઘણા દેશો આવેલા હોયછે તે.

સ—ડુંગર, પાહાડ અને પર્વત કોને કહીએ ?

જ—જમીન ઉપર જે મોટા ઊંચા ટેકરા હોય તે ડુંગર; એવા ઘણા ડુંગર સાથે જોડાઇને પ્રથ્વીના સપાટીથી ઘણા ઊંચા ગએલા તે પાહાડ; અને એવા એવા ઊંચા પાહાડ જોડાઇને સાથે લાંબા પથરાયલા તે પર્વત કહેવાય છે.

સ—ખાડી કોને કહીએ ?

જ—સમુદ્રને મળવાની આગમચ ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ જે પોહોળુ થાયછે તેને ખાડી કહેછે.

સ—નદીનું મુળ અને મુખ તે શું ?

જ—જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળેછે તે ઠેકાણાને મુળ, અને જ્યાં કે નદી સમુદ્ર અથવા દરિયાને મળેછે તેને મુખ કહેછે.

## મુંબઈ બેટનું વર્ણન.

અરબી સમુદ્રમાં મુંબઇ બેટ આવેલો છે. મુંબઇ શેહેરની દ૦ બાજુએ કોલાબા, બેકબે, અને બેપાટી, પૂર્વમાં મુંબઇનુબાંદુ,

શિવરી અને મીઠાના અગર, પશ્ચિમમાં માહાલક્ષ્મિ, ખંબાલા,વરલી અને માહીમ. ઉત્તરમાં માહીમ, ધારાવી, સાયન, મનમાલ, માટુંગા અને ચીંચગરી. મધ્ય ભાગમાં દાદર, વડાલા નાયગામ, પરેલ, ચીંચપોગલી અને મીન્ડગુંટ મંડળી, એ સીવાય તારદેવ, ગોરગામ, કામાટીપુરા, ખેતવાડી, ખરાતબાવ, ભાયખળા, મતાર પાખડી, મજગામ,ભુલેશ્વર, ઑનરખાડી, મારકીટ માંડવી, ધોબી તલાવ અને કોટ. નૈરૂત્ય કોણમાં વાલકેશ્વર જ્યાં ગવરનર સાહેબનો બંગલો છે તથા હિંદુ લોકનું દેવળ છે. વાય્ય કોણમાં વગા વડોદરા રેલવેનાં સ્ટેશનો જે મુંબઇમાં આવેલાં છે તેનાં નામ કોલાબા, ચર્ચગેટ, મરીનલાઇન,ચર્નિરોડ ગ્રાંટરોડ, મહાલક્ષ્મી, પરેલ, દાદર, માહીમ, જી. આઇ. પી રેલવેના સ્ટેશન જે મુંબઇમાં આવેલાં છે તેનાં નામ, બોરીબંદર, મસીદબંદર, ભાયખલા, અને ચીંચપોગલી, પરેલ દાદર.

બંદરો—નીકલ બંદર, માલેટ બંદર, એલફીન્સ્ટન બંદર,કરનાક બંદર, મસદ બંદર, મજગામ બંદર, પાલવા બંદર, ટાંક બંદર અને બોરીબંદર છે; ગોદી ત્રણ છે કોટની અને મજગામની અને ત્રીજી એલફીનસ્ટન બંદરની કોલાબામાં જાણવા લાયક જગ્યાનાં નામ દીવાદાંડી, લ્યુંનેટીકએસાયલમ, અને કોલાબા ઓબઝરવેટરી,પાંજરાપોળ ધર્મશાળા.

તળાવ—નાયગામ, પરેલ, કાવસજી પટેલનું તળાવ, બાબુલાનું તળાવ, સાકળીયું તળાવ, મુંબાદેવી, ભુલેશ્વર, વાલકેશ્વરનુંતળાવ, અને મહાલક્ષ્મિનું તળાવ, કોટમાં જાણવા લાયક જગ્યાનાં નામ, ટાઉનહાલ હાઇકોરટ, તારઑફીસ, સેક્રિટેએટ હાફીસ, જનરલ પોષ્ટ હાફીસ, એલફીન્ટન સરકલ, ખ્રીસ્તીલોકોનુદેવળ,ટંકશાળ, અનેગોરાંબાયડીનાંજલાઘર

જાણવાલાયક જગ્યાના નામ, જમસેટજી જીજીભાઈની ઇસ્પીતાળ, વિક્ટોરિઆ ગાર્ડન. અને એલફીન્સ્ટન કૉલેજ.

શેહેર—હિંદુસ્તાનના પશ્ચિમ કીનારાપર એક ટાપુમાં મુંબઈ શેહેર આવેલુંછે તે એક અગત્યનું બંદરછે, અને અંગ્રેજ સરકારનું પશ્ચિમતરફનું મુખ્ય શેહેરછે. મુંબઈ બેટ ઇ૦સ૦ ૧૬૬૧માં પોર્તુગાલના રાજાએ બીજા ચાર્લસ રાજાને કન્યાદાનમાં આપ્યો હતો. એ સપાટ મેદાનછે. તેની આજુબાજુએ કેટલાક ઊંચા ડુંગર આવેલાછે, એ સપાટ મેદાન ૧૧ મૈલ લાંબુ અને ૩ મૈલ પોહોળુંછે. એ બેનો ઘેરાવો ૨૦ મૈલકરતાં વધારેછે. કોટ અને બહારકોટ મળી મુંબઈ શેહેરની વસ્તી ૬.૫૦૦૦૦ માણસનીછે એ વસ્તીમાં ઘણું કરીને પારસી, હિંદુ, ભાટિયા, ખોજા વગેરેનીછે. તેઓ ઘણા પૈસાદાર, મોટા વેપારી, અને લાખો રૂપીઆના ધણીછે લંડનબાદ કરતાં અંગ્રેજી રાજ્યમા એ મોટામાં મોટું શેહેર છે; ઘણુંકરી એમાં ગુજરાતી અને મરાઠી ભાષા બોલાયછે, પણ વેપારને અર્થે દુનિઆનાજુદાજુદા ભાગોમાંથી આવેલા લોકો અંગ્રેજી હિંદુસ્તાની વગેરે ભાષ બોલેછે, રંગારા, ચમાર, કંસારા તથા બીજા કારીગરો પોતાનો હુન્નર એ બેટમાં કરેછે. પરંતુ સૌ કરતાં વધારે મોટો ધંધો સુતર કાંતવાનો ને કાપડ વણવાનોછે. એ બેટમા વરાળયંત્રથી ચાલતાં કાંતવાનાં, વણવાનાં તથા ખાંસડી દાબવાનાં હાલમાં ૪૦ કરતાં વધારે કારખાનાં છે, અને તેમાં ૨૫૦૦૦ કરતાં વધારે માણસનો રોજી ચાલેછે. ખેતાના પાકમાં ડાંગર મુખ્યછે. બીડી પણ થાય છે. તથા વનસ્પતી પણ ઘણી પાકે છે. દરિઆના પાણીને વધતાં અટકાવી જમીન ઉપર રેલવે બાંધી સાષ્ટીજીલા

સાથે મુંબઇના ઉત્તર ભાગને હાલમાં જોડી લીધોછે,બાકી બધી બાજુએ દરિઆ આવેલોછે. દુનિઆમાં સૌથી મોટામાં મોટુ બંદરોમાંનું એ એક બંદરછે, તેમાં વાહણોને આગબોટો નીરંતર જથાબંધ રહેછે. અને તે દુનિઆના સઘળા ભાગો તરફ આવજા કરે છે.

એ બંદર એટલે મુંબાઈ શેહેર ઘણું શોભાવંતુ અને જોવા લાયક છે. અહિયાં વિલાયત વગેરે બહાર દેશાવરથી ઘણાક જાત જાતનાં યંત્રો, તેમજ કાપડ, ચીનીઆનું, રેશમ, કરીયાણું, વગેરે પુષ્કળ માલ આવેછે; અહિયાંના ઘરોની બાંધણી ઘણીજ ઉંચી અને સરસછે.જમીન પથ્થરનીછે તેથી પાણી આગળતો કુવા બહુ સારાં નહોતાં; પણ હાલ દુરથી તળાવમાં નળો મુકી પાણી લાવેલાછે તેથી હાલ તે સારાં થયાં છે. ઇલાકાનું મોટુ શેહેર એછે,તેથી એના સૌથી મોટા દરજ્જાની ઇનસાફની કચેરી અહિયાંછે.ઇલાકાના ઉપરી વડા અધિકારી નામદાર ગવરનર સાહેબ બાહાદુર પણ અહિયાં રેહે છે.



# ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાથી મળશે.

**નડીઆદ**—કાગદી સાદકભાઈ ચોપડી વેચનાર.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોબા ઠા. રાવપરામાં.

બુકસેલર રણછોડ મોતીરામ.

**વલસાડ**—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મેહેતાજી ફકીરભાઇ કાશીદાસ.

બુકસેલર ડીકાભાઈ પરભુદાસ.

બુકસેલર મંચેરજી જમશેદજી.

બુકસેલર કરશનદાસ નારણદાસ.

**મુંબાઈમાં**—બુકસેલર સખારામ ભીકસેટ.

બુકસેલર બાળકૃષ્ણ લક્ષમણ.

બુકસેલર ભીમજી માણેક.

બુકસેલર દામોદર ઈશ્વર.

બુકસેલર ગોકળદાસ હરજીવનદાસ.

**વીરમગામ**—બુકસેલર ભોળા નથુરામ.

બુકસેલર મુળશંકર લલુ.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં. મુંબાઇનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી, ડીકશનેરીઓ, નાટકો, જૈનધરમનાં તથા વૈશ્નવધરમનાં તથા વારતાઓ, તથા કાવદાઓ, પેહેલેથી તે સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વઇદકનાં પુસ્તકો વિગેરે બીજી ઘણીજાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણીસરસ છાપને સસતી કીમતે મળશે. બુકસેલર જગજીવનદાસ દલપતરામ.

ઠા. અમદાવાદમાં બાલિટનની હવેલીમાં.